મહાપ્રભાવશાળી તીર્થાધિરાજ

卐 卐

# શત્રુંજયની ગૌ[illegible]



卐

: લેખક :


પરમપૂજ્ય શાસ્ત્રવિશારદ પીયૂષપાણિ સદ્ધર્મ દેશક
આચાર્યદેવશ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ.ના
પટ્ટધર શાંતમૂર્તિ દ્રવ્યાનુયોગ[illegible]
આચાર્યદેવશ્રી વિજ[illegible]
મહારાજના [illegible]
મુનિ શ્રી અ[illegible]ગુણવિજયજી....



ગોપાલગુણ પ્રકાશન : પુષ્પ [illegible]

મૂલ્ય રૂા. ૧=૭૫ પૈસા.

પ્રથમાવૃત્તિ સંવત ૨૦૨૪ : નકલ ૧૨૫૦





: પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન :

નૂતન જૈન ઉપકરણ ભંડાર
કોટાવાળી ધર્મશાળા, પાલીતાણા

☆

અર્પણમાં બલ છે, સમર્પણમાં શંબલ છે.

## સમર્પણ

स्तुवे शाब्देऽनादं सरलहृदयं लक्षणगुरुं
सदायां विख्यातं कविवरवरं न्यायनिपुणम् ।।
तथा ज्योतिर्ज्ञाने दिनमणिसमं प्रौढमतुलं
सदा सौम्यं धन्यं सकलनय सिद्धांत कुशलम् ।।



(શાર્દૂલ)

જેના મંત્ર સમાન ધર્મવચનો, ને મંત્ર સંજીવની,
સ્પર્શે શંબલ ચેતના પથિકને, સંજીવની શી બની;
આદુર્ભાવ કરે સ્વભાવગુણનો, ચિત્તે ભરે ચેતના,
હોવા ભાવ કરે પ્રભાવક ખરા, તે પૂજ્યને વંદના. ૧

જેની આદિ મધુર હર્ષ વિલસે, તે તો વસે આત્મમાં,
મધ્યે જે વિલસે ધુરન્ધર અહો, ગ્રંથે રહે જ્ઞાનમાં;
અંતે સૂરિ જતાં સમર્થ બનતા, શ્રી જૈન શાસ્ત્રાર્થના,
તે જ્ઞાની કરમાં સમર્પણ કરું, "સિદ્ધાદ્રિગાથા" ગુણી. ૨

—મુનિ [illegible]

# ● પ્રકાશકીય ઉપહાર ●

લખાણ એ લેખકની ઓળખાણ છે અને શબ્દની ખાણ છે. એમાંય જે લખાણમાં શુભતત્વનાં વખાણ થયાં હોય તે વાંચતાં જીવનમાં ઉતારતાં સંસારનાં સર્વ રંજખાણું શમી જાય છે......આ "ગૌરવ ગાથા" વાંચતાં કેટલેક સ્થળે આ ભાવની જરૂર અનુભૂતિ થાય છે.

સાત સાત પડવાળી નકશીદાર શાસ્ત્રરૂપ સુવર્ણની ડબીમાં તત્વજ્ઞાન રૂપ મોતી ભર્યાં હોય, પણ એ ડબીને ઉઘાડવાની જેને દૃષ્ટિ ન મળી હોય, ચાવી ન હોય તો તે મોતીથી વંચિત રહી જાય છે.

એ ચાવીનું નામ 'ગુરુગમ' છે.

આ પવિત્ર, લોકોત્તર, વિશિષ્ટ તીર્થાધિરાજ શત્રુંજય માટે આવી ચાવીની જરૂર હતી. જે મુનિશ્રીએ આપણને આપી છે.

માનવી પોતાનું પ્રતિબિંબ દર્પણમાં નિહાળે તો નાનું-મોટું દેખાય, મનરૂપ દર્પણમાં નિહાળે તો પણ વામન કે વિરાટ દેખાય, પણ જો જ્ઞાનીના શાસ્ત્ર દર્પણમાં નિહાળે તો જ યથાર્થ દેખાય છે. અનેક પ્રકાશનો આ વિષય પર બહાર પડયા છે. પણ યથાર્થ પ્રતિબિંબ માટે આ ગ્રંથે શાસ્ત્ર દર્પણનો સચોટ સહારો લીધો છે અને એથી **પુસ્તક-ધારવા કરતાં વધુ દળદાર, સુંદર અને યથાર્થ માહિતીપૂર્ણ બન્યું છે તેની ના પાડી શકાય તેમ નથી...**

આ "ગૌરવ ગાથા" પ્રકાશન કરવાનું અમને સૌભાગ્ય પ્રાપ્ત થયું તેથી અમે પણ ગૌરવ અનુભવીએ છીએ. આ અંગેનાં કેટલાંક પુસ્તક મેળવી આપનાર "જૈન" પત્રનો તથા "શત્રુંજય મહાત્મ્ય" સાહિત્યમંદિરમાંથી આપનાર મુનિમ શ્રી અનોપચંદભાઈનો તથા કવર પેઈજનું ચિત્ર કરનાર શ્રી રમેશચંદ્રભાઈનો તથા પ્રસ્તાવનાના

લેખક મુનિ શ્રી હેમચંદ્રવિજયજી ગણીનો તથા ફોટાઓ મેળવી આપનાર સાહેબોનો આ તકે આભાર માનીને આ ભાર હળવો કરીએ છીએ.

સહૃદયી યાત્રિકો આ 'ઉપહાર'નો જરૂર સત્કાર કરશે એવી મંગલ અભિલાષા.

નૂતનશૈલી રૂપ નકશીથી સુશોભિત આ દર્પણ આપને ગમ્યું છે તે રીતે યાત્રિકગણને પણ ગમશે અને વિશાલ જનસમૂહમાં પ્રચાર થશે તો આ શ્રમ સાર્થક થશે. ભૂલ બદલ ક્ષમા...

—નૂતન જૈન ઉપકરણ ભંડાર

## પુરોવચન

[ વિદ્વાન મુનિ શ્રી હેમચંદ્રવિજયજી ગણી, કે જેઓ ન્યાયતીર્થ છે, વ્યાકરણાચાર્ય છે. સાહિત્યક્ષેત્રે જેમનું વિશિષ્ટ ખેડાણ છે. તેઓએ આ ગ્રંથ અંગે, તીર્થ અંગે બે શબ્દ લખેલ છે. તેઓશ્રીના શબ્દમાં જોઈએ—પ્રકાશક. ]

પરમતારક, જૈનશાસ્ત્રમાં આત્મપરિણામને નિર્મળ બનાવનારા અનેક તીર્થસ્થાનોમાં શ્રી શત્રુંજય ગિરિરાજનું સ્થાન સૌથી મોખરે છે. નદીના પ્રવાહની જેમ યાત્રાળુઓનો સ્રોત અવિરતપણે અહીં વહ્યા કરે છે. આ તીર્થમાં આવનાર આત્મા કોઈ દિવ્યધામમાં આવી પહોંચ્યાનો અનુભવ કરે છે અને અપૂર્વ આહ્લાદ પામે છે. ગિરિરાજ ઉપર ચડી પ્રથમ તીર્થપતિ શ્રી આદીશ્વર પ્રભુના દર્શન પૂજન કરતાં ભાવુક આત્માના હૈયામાં જાણે ભાવનાનો સાગર હિલોળા મારે છે, અને હર્ષનું સરોવર છલકાવા માંડે છે. તે સમયે ગિરિરાજ સ્પર્શનાથી આનંદવિભોર બનેલ યાત્રિકના મુખમાંથી એકાએક શબ્દ સરી પડે છે:

"લેખે લાગ્યો ગિરિવર તને જોવતાં જન્મ મારો,
તારા સ્પર્શે નિરમલ થયો દેહ આ આજ મારો;
પાપો મારાં ભવ ભવ તણાં સર્વ દૂરે પલાયા,
પૂર્વે કીધાં સફલસુકૃતો સાર્થ મારા કહાયા."

અનંત આત્માઓ આ તીર્થના પ્રભાવથી સકલકર્મનો ક્ષય કરી મોક્ષમાં પધાર્યા છે. આ તીર્થનો એક એક કાંકરો, એક એક અણુ અચિન્ત્ય શક્તિ સંપન્ન છે. ભલભલા પાપીઓને પણ પીગળાવી પરમપદના પથિક બનાવવાની તે શક્તિ ધરાવે છે.

કેવળજ્ઞાની ભગવંતો પણ એનો યથાર્થ મહિમા જાણવા છતાં કહી શકતા નથી. શ્રી જ્ઞાતાધર્મકથાંગ અને શ્રી અન્તકૃદ્દશાંગ વિ. આગમગ્રન્થોમાં પણ આ તીર્થના પ્રભાવનું વર્ણન આવે છે. પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી ધનેશ્વરસૂરિજી મહારાજે "શત્રુંજય મહાત્મ્ય" નામનો વિશાળકાય ગ્રન્થ રચ્યો છે. જેમાં શ્રી શત્રુંજય તીર્થ અંગેની સર્વવિધ મૌલિક હકીકતો વિસ્તારપૂર્વક પ્રાપ્ત થાય છે.

ત્યારપછી અનેક નાના મોટા પ્રકાશનો આ તીર્થ સંબંધી થયા છે. આમ છતાં ટુંકાણમાં પ્રાચીન–અર્વાચીન બધી માહિતીવાળા પ્રકાશનની ઉણપ જિજ્ઞાસુઓને જણાતી હતી જ, તે ઉણપ મુનિશ્રી સદ્ગુણવિજયજીએ સંકલિત કરેલ "શત્રુંજયની ગૌરવગાથા" નામના પુસ્તકથી પૂર્ણ થશે એમ એની સંકલના જોતાં જણાય છે.

બાર પ્રકરણોમાં શત્રુંજયતીર્થ અંગેની શક્ય એટલી તમામ માહિતીઓને પરિશ્રમપૂર્વક એકત્રિત કરી, લોકભોગ્ય છતાં સાહિત્યિક ભાષામાં સુન્દર રીતે રજુ કરી છે. જે વાંચવાથી વાંચકને જરૂર કંઈક નવી સમજણ અને પ્રેરણા મળશે એ નિઃસંદેહ છે.

સાહિત્ય મંદિર,
પાલીતાણા.

—મુનિ હેમચંદ્રવિજય ગણી

નમસ્કાર મહામંત્ર

નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો
સવ્વપાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં
પઢમં હવઈ મંગલં

# મુક્તિદ્વાર





શાસ્ત્રવિશારદ કવિરત્ન



પરમ પૂ. આ. મહારાજ
શ્રી વિજયામૃતસૂરીશ્વરજી

આ ગ્રંથના વિદ્વાન લેખક



મુનિશ્રી સદ્‌ગુણવિજયજી
મહારાજ



શ્રી ગોપાળદાસ મોહનલાલના સુપુત્રો



શ્રી બાબુભાઈ તથા શ્રી રમેશચંદ્ર અને તેમનો પરિવાર

સં. ૨૦૨૩ મહા શુ. ૧૦ થી સં. ૨૦૨૪ મહા સુ. ૧૦ સુધી ૧ વર્ષમાં પરમપૂજ્ય આ. મ. શ્રી વિજયામૃતસૂરીશ્વરજી મ. આદિની નિશ્રામાં પાલીતાણા (સિધ્ધક્ષેત્ર)માં થયેલ...

## મંગળ કાર્યોની પરંપરા......

### સુરતથી વિહાર

પ. પૂ. આ. મ. શ્રી. વિજયામૃતસૂરીશ્વરજી. મ. તથા પ. પૂ. આ. મ. શ્રી રામસૂરિજી. પ. પૂ. આ. મ. શ્રી દેવસૂરિજી, પ. પૂ આ. મ. શ્રી ધર્મધુરંધરસૂરિજી હેમચંદ્ર વિજયજી ગણી આદિઠાણા ૧૨-(સં ૨૦૨૩)માં સુરત ચાતુર્માસ હતા. ગોપીપુરામાં તે પ. ગહુંલીપૂર્વક વાજતે ગાજતે પ્રવેશ અભૂતપૂર્વ બનેલ. ચાતુર્માસમાં અનેક ચિરસ્મરણીય કાર્યોમાં શિક્ષણસંઘની સ્થાપના, ભગવતી સૂત્રની વાંચના, ગણીપદ ઉત્સવ, શહેરયાત્રા વગેરે પ્રભાવક કાર્યો થયા હતાં. બીજા થવાનાં હતાં તેમાં શ્રી ચીનુભાઈ લલ્લુભાઈની પ્રેરણાથી વિધવિધ ગામોના શ્રાવકોએ પાલીતાણા બાજુના દેરે પંદર દેરીઓ કરાવેલી તેની અંજનશલાકા પ્રતિષ્ઠા અંગે વિનંતી કરી. પૂજ્ય શ્રીએ સપરિવાર કા. વ. ૧૧ના જગડીયાનો ૭ હરી પાળતા સંઘ (૨૦૦ ભાઈબેનો) મુક્તાવિહાર કર્યો. જન ગણ પદયાત્રા કરતા, જ્ઞાનવાર્તા કરતાં જગડીયા પહોચ્યા. શ્રી રૂક્ષ્મણી બેનને સંઘમાળ પહેરાવી અને અનેક ધર્મસ્મૃતિને યાદ કરતો

સંઘવિદાય થયો. પોષની સખત ઠંડી છતાં પૂજ્યશ્રીએ સપરિવાર ૮ વિહાર શરૂ કર્યો.

## પાલીતાણા પ્રવેશ.

પૂજ્યશ્રીએ પોષ. સુ. ૧૧ ના પાલીતાણામાં વાજતે ગાજતે પ્રવેશ કર્યો. મોટીટોળી શ્રી સંઘે સુંદર સામૈયું કર્યું. પૂજ્યશ્રીનું પ્રવચન થયું. ત્યારબાદ શત્રુંજયવિહારમાં પેઢી તરફથી સામૈયાસહ પ્રવેશ થયો. મંગલ પ્રવચન થયું. અત્રે સ્થિરતા થઈ. તે બાદ અંજનશાલાકાની તૈયારી શરૂ થઈ.

## અંજનશાલાકા મહોત્સવ.

તે બાદ આ મહોત્સવ માટે શંખેશ્વર પાર્શ્વનાથ પેઢી હસ્તક ગામની સમિતિ, પેટાસમિતિ નિમાઈ, સુરત, એંગ્લોર, કોઈમ્બતુર, મુંબઈ, લાખ્યાણી, વગેરે ગામના શ્રાવકોની દેરીઓના બિંબની, તથા બીજા ૧૦૬ બિંબોની પંદર દિવસના મહોત્સવપૂર્વક (પોષવદ ૧૩ થી મહા સુ. ૧૦) અંજન શલાકા વિધિ શરૂ થઈ. તે પ્રસંગે વિધિવિધાન કારકશ્રી ચીનુભાઈ તથા. શ્રી જીવણભાઈ ચુનીભાઈ (ડભોઇ) મંડળીયુક્ત પધારેલા ગવૈયાના ગીત સંગીત પૂર્વક ૭ પૂજા ૭ વરઘોડા, લઘુ સિધ્ધચક્રપૂજન, મેરુશિખર સ્નાત્ર, અઢારઅભિષેક, અષ્ટોત્તરી સ્નાત્ર, વગેરે સુંદર વિધિવિધાનોથી શુદ્ધ મંત્રોચ્ચાર પૂર્વક પૂજ્યશ્રીના હસ્તે પંદર દેરીઓ અને ૧૦૮ નૂતન બિંબોની (મહા સુ. ૧૦) અંજન શલાકા થઈ.

## દીક્ષાઓની પરંપરા

હવે એક બાજુ તે બિંબોની પ્રતિષ્ઠાની તૈયારી ચાલી રહી હતી; તો બીજી તરફ કોઈ સુંદર મુહુર્તે પૂજ્યશ્રીનો પ્રવેશ થયો હોઈ એક પછી એક નૂતન દીક્ષાઓની હારમાળા શરૂ થઈ. તે દરમ્યાન શં. પા. પેઢીહસ્તક નૂતન આચાર્ય મંદિરકાજે અને બ્રાહ્મણવાડા

બોર્ડીંગની કન્યા સેવાની ધારાધાર પણ ચાલવા લાગી. અંજન-
શલાકા માટે બંધાવેલ મંડપમાં જ પ્રથમ મહા. સુ. ૭ ના દિવસે
અમદાવાદનાં બેન ઉષાબેન (ઉ. વ. ૧૮)ની ઘણી ધામધૂમ પૂર્વક
દીક્ષા થઈ. તે સાધ્વીજીઓનાં શિષ્યા થયા. તે દીક્ષા પૂજ્યશ્રીના
હસ્તે થ., ત્યાર બાદ ગોરેગાંવ નિવાસી શ્રી વિમલાબેન ( ઉ. વ.
૧૭)ની દીક્ષા પૂજ્યશ્રીના હસ્તે થઈ. તે સાધ્વીજી શ્રી. પુષ્પાશ્રીનાં
શિષ્યા થયાં.

ત્યારબાદ ચાર મુમુક્ષુનો અભિનંદન મેળાવડો આ જ મંડપ
માં ગોઠવાયો. વક્તાઓએ કહ્યું કે આવી ઉત્સવની પરંપરા પાલી-
તાણામાં પૂર્વે થઈ નથી. તે સર્વ પૂજ્યશ્રી. શાસન પ્રભાવના સમુ-
દાયનો ખૂબ પ્રભાવ છે. અને આચાર્ય શ્રી અમૃતસૂરીશ્વરજી તથા
ધર્મધુરંધરસૂરિજીનું પુણ્ય છે. તે ચાર મુમુક્ષુઓ (૧) શ્રી મુકુ-
ન્દભાઈ, (ઉ. વ. ૧૬) (૨) શ્રી ભરત કુમાર, (ઉ. વ. ૧૪) (જે
પૂજ્યશ્રીની પાસે બે વર્ષથી ધાર્મિક અભ્યાસ કરતા હતા. તેઓ
વિહારમાં સાથે હતા.) (૩) કુસુમબેન મોંઘીબેન. (૪) વાલીબેન...
બેન (ઉ. વ. ૧૮) એ ચારેનો વર્ષીદાનનો વરઘોડો મહા. વ. ૧૨
ના ચાલે થયો. અને મહા વદ. ૧૩ ના મંગલ મુહૂર્તે દીક્ષા થઈ.
બન્ને ભાઈઓ પૂ. આ. ધર્મધુરંધરસૂરિજીના શિષ્ય. તથા બન્ને
બેનો સાધ્વીજી શ્રી પ્રવિણાશ્રીનાં શિષ્યા તરીકે જાહેર થયાં.

આ સિવાય ૮ નૂતન દીક્ષાઓ બાદ થઈ. કુલ ૧૫ દીક્ષા.
૧૫ વડી દીક્ષા થઈ

## પ્રતિષ્ઠા મહોત્સવ

મહા. વ. ૭ના રોજ નૂતન ચંદ્ર ટેકરી (આબુના ટેકે) તથા
૧૦૮ નૂતન જિનની પ્રતિષ્ઠાનો મહોત્સવ શરૂ થયો. શ્રી હરિભાઈ

ગંધુણી પ્રસિદ્ધ ગવૈયાઓ પૂજા અને ભાવનામાં નિત્ય નવા [illegible] નૂતન એ સર્વ પ્રસંગ ઉત્તમ રીતે ઉજવાયો. પૂજ્યશ્રીની અપૂર્વ પુણ્યાઈ [illegible] હતી. અને તે [illegible] શોભા, આચાર્ય [illegible] ની નિપુણતા અને પૂજ્યશ્રીના પવિત્રતાની સતત હાજરીએ આ ઉત્સવના કલશ સમાન બન્યાં. મંગલ મુહૂર્ત ૧૪ દેરીઓની નૂતનબિંબોની (ચૈત્ર. વ. ૭) પ્રતિષ્ઠા થઈ.

જૈન શાસનનો જય જયકાર થયો.

પૂજ્યશ્રીની યશકલગીમાં એક પીછું ઉમેરાયું.

## આચાર્યપદ, ઉપાધ્યાયપદ, વડીદીક્ષાઓ, નૂતનદીક્ષા.

આ પ્રસંગ માટેનો અઠ્ઠાઈ મહોત્સવ ચૈત્ર સુ. ૧૨ થી ચૈત્ર વ. ૨ સુધી શરૂ થયો. અનેક ગામના શ્રી સંઘોની વિનંતીથી પૂ. શ્રી નિપુણમુનિજીને આચાર્ય પદવી. અને પ. શ્રી પદ્મપ્રભવિજયજીને ઉપાધ્યાય પદવી (ચૈત્ર. વ. ૭) ના પૂજ્યશ્રીના વરદ હસ્તે અપાઈ. તે પ્રસંગે પૂર્વોક્ત બે મુનિઓ, અને બે સાધ્વીજીઓની વડી દીક્ષા થઈ.

ચૈત્ર વદ. ૧૦ ના રોજ મુંબઈ (ભાયખલા) ના શ્રી ભાનુબેન (ઉ. વ. ૧૭) ની પૂજ્યશ્રીના હસ્તે દીક્ષા થઈ.

તે પ્રસંગે ૮ પૂજા, આંગી, ભાવના, શ્રી સિદ્ધચક્રપૂજન. જલયાત્રાનો વરઘોડો, વર્ષીદાનનો વરઘોડો. બૃહત્શાંતિ સ્નાત્ર થયાં.

## શ્રી. વર્ષીતપનાં પારણાં, તીર્થમાળ.

પ. પૂ. આ. મ. શ્રી. વિજયોદયસૂરીશ્વરજી. મ. તથા પ. પૂ. આ. શ્રી. વિજયામૃતસૂરીશ્વરજી. મ. ની. નિશ્રામાં આ ઉત્સવ ઉજવાયો. આ પ્રસંગે સૂરત (દશા.) શ્રી સંઘનો તીર્થમાળ ઉત્સવ થયો. (વૈ. સુ. ૧) તથા શ્રી વસુમતીબેનનું વર્ધમાનપનું પારણું થયું.

આ પ્રસંગે અઠ્ઠાઇ મહોત્સવમાં ચાર પૂજા, આંગી, ભાવના, શ્રી સિદ્ધચક્રપૂજન (વૈ. સુ. ૧) વગેરે અનુષ્ઠાનો થયાં,

## ૭ બેનોની સાથે દીક્ષા.

૧૮ વર્ષની આસપાસની, બાલ. બ્ર. ૭ કુમારિકાબેનોની દીક્ષા માટે બોટાદ શ્રી સંઘની વિનંતીથી પ. પૂ. આ. મ. શ્રી વિજયામૃતસૂરીશ્વરજી સપરિવાર બોટાદ પધાર્યા. વાજતે ગાજતે સામૈયું થયું. વૈશાખ ૩ ના રોજ વર્ષીદાનના વરઘોડાપૂર્વક, અઠ્ઠાઇમહોત્સવ પૂર્વક, નિત્ય આંગી, પૂજા, ભાવના તથા સિધ્ધચક્રપૂજનપૂર્વક સાત બેનો (શ્રી જિનમતિ, સરોજબેન, માલતીબેન, વગેરે)ની દીક્ષા થઈ. તેનાં અનુક્રમે નામ (૧) જ્ઞાનયશાશ્રી (૨) સન્મતીશ્રી (૩) મુક્તિગતીશ્રી (૪) કીર્તિસેનાશ્રી, (૫) મહાપ્રજ્ઞાશ્રી (૬) મહાભદ્રાશ્રી (૭) શીલવતીશ્રી, તેમાં ૭ બેનો શ્રી જિનેન્દ્રશ્રીનાં શિષ્યા થયાં ૧ પ્રજ્ઞાશ્રીનાં શિષ્યા થયાં

## તપસ્યા નિમિત્તે અઠ્ઠાઇમહોત્સવ

પર્યુષણા પર્વમાં થયેલ માસખમણ, અઠ્ઠાઇઓ અંગે બોટાદ શ્રીસંઘના ઉપક્રમે અઠ્ઠાઇમહોત્સવપૂર્વક ઉજવણી શરૂ થઈ. ભા. સુ. ૧૪થી ભા. વ. ૭ સુધી સાતપૂજા, રથયાત્રા, શાંતિસ્નાત્ર, આંગી, પ્રભાવના વગેરે થયાં. મુખ્ય સાધુમાં તપસ્યા (૧) મુનિશ્રી પ્રવિણવિજયજી (૨૪ ઉપવાસ) (૨) મુનિશ્રી હેમચંદ્રવિજયજી (અઠ્ઠાઇ) (૩) મુનિશ્રી પ્રબોધચંદ્રવિજયજી (અઠ્ઠાઇ) (૪) મુનિશ્રી સિધ્ધસેનવિજયજી (અઠ્ઠાઇ) (૫) મુનિશ્રી ધર્મધ્વજવિજયજી (અઠ્ઠાઇ). એ સિવાય સાધ્વીજી તથા શ્રીસંઘમાં નાની મોટી ઘણી ૩૦૦ અઠ્ઠાઇ ૭ માસખમણ આદિ તપસ્યા થયેલ.

## ૬૨ સાધ્વીજીને વડીદીક્ષા

અષાઢ સુ. ૪ થી ૮ સુધી પંચાહ્નિકા મહોત્સવ પૂર્વક ૬૨

આશીર્વાદને માટે પૂજ્યશ્રીએ પધારેલા હતા.

## તપસ્યા નિમિત્તે તથા શાશ્વતી ઓળી પ્રસંગે મહોત્સવ

આસો સુ. ૮ થી વ. ૨ સુધી ઉજમણાંસહ તપસ્યા નિમિત્તે તથા શાશ્વતી ઓળીની આરાધના નિમિત્તે અષ્ટાહ્નિકામહોત્સવ શત્રુંજયવિહારમાં શરૂ થયો. આ પ્રસંગે આંગી, પૂજા ભાવના, કુંભસ્થાપના, નવગ્રહ પૂજન, દશદિગ્પાલપૂજન, છપ્પનદિક્કુમારીકા મહોત્સવ, રથયાત્રા આસો વ. ૨ના સિદ્ધચક્રપૂજન વગેરે સુંદર વિધિવિધાનો થયા.

આ સર્વ વિધિવિધાનોથી અજૈનો સંઘપર ખૂબ જ શાસનપ્રભાવક સમુદાયની વિશિષ્ટ છાપ પડી.

## શ્રી સિદ્ધગિરિયાત્રા-ચાતુર્માસપરાવર્તન

કાર્તિકસુદ પૂર્ણિમાના આગલે દિવસે પૂજ્યશ્રીએ સપરિવાર, સંઘ સાથે ગિરિરાજની મંગલયાત્રા કરી. પછીના દિવસે ચાતુર્માસ પરાવર્તન સપરિવાર મોતી સુખીયાની ધર્મશાળામાં થયું. પ્રવચન થયું, પ્રભાવના થઈ. તે દરમ્યાન પણ શ્રી નંદીસૂત્રનો અઠ્ઠાઈ મહોત્સવ ચાલુ હતો. તેમાં ૭ પૂજા ભણાવરી શાંતિસ્નાત્ર, શ્રી આગમોનાં સુંદર મંડાણ સુકૃત પૂજા, શ્રી નંદીશ્વરદ્વીપની મંડલાકાર પૂજા એ અનેરી ઉત્સવ સમાન બન્યા હતા.

## શ્રી નંદીસૂત્ર પૂર્ણાહુતિ પ્રસંગે મહોત્સવ

પ. પૂ. આ. મ. શ્રી ધર્મધુરંધરસૂરીશ્વરજી ચાતુર્માસ દરમ્યાન પોતાની વિશિષ્ટ શૈલીથી પ્રતિદિન નંદીસૂત્રના ભાવો વ્યાખ્યાનમાં ફરમાવતા હતા. ચાતુર્માસિક આરાધકો તથા સાધુ સાધ્વીગણ સારી રીતે લાભ લેતા હતા. તેમજ બપોરે ત્રણવાગે શ્રી પન્નવણાસૂત્રની વાંચના પણ ચાલતી હતી. ચારવાગે પ. પૂ. આ. મ. શ્રી નિપુણપ્રભસૂરીશ્વરજી મ. 'શત્રુંજય મહાત્મ્ય' વાંચતા હતા. તે નિમિત્તે

પંચાહ્નિકા મહોત્સવ આંગી. પૂજા પ્રભાવના પૂર્વક કાર્તિક વ. ૧ ના રોજ પૂર્ણ થયો. તે સિવાય પૂજ્યશ્રીની નિશ્રામાં ૭ સાધુ, ૪૦ સાધ્વીઓને મોટા યોગોદ્વહન થયા. તે ક્રિયા પૂજ્યશ્રીએ તથા મુનિ શ્રી હેમચંદ્રવિજયજી ગણીએ તથા કાલગ્રહણ મુનિશ્રી પ્રબોધચંદ્ર વિજયજીએ કરાવેલ.

## તીર્થમાળ

પૂજ્યશ્રીની નિશ્રામાં નીચે પ્રમાણે સંઘના સંઘપતિઓને તીર્થમાળ પહેરાવવામાં આવી. (૧) સુરત (કથા) સંઘ. (૨) નડિઆદ સંઘ (૩) ખેરાળુ સંઘ, (૪) મગરવાડા સંઘ, (૫) મઢવા સંઘ; (૬) અમદાવાદ શાહ, શનીભાઈ વકીલ. (પ્રાગમર્ગ ગત લીધું.)

## સ્થાયી કાર્યો

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ પેઢીહસ્તક, તલાટી રોડ ઉપર, જે ૪૦૦૦, વાર જગ્યા લીધી તેમાં શ્રી કેસરીયાજી મંદિર, શ્રી ભાગજી જવેર ધર્મશાળા વગેરેનાં બાંધકામ ચાલે છે. ધર્મશાળા તૈયાર થઈ ગઈ છે. વૈશાખમાં ઉદ્ઘાટન છે. તેમાં શ્રી ભાગજીભાઈ જવેરભાઈએ સારો સહકાર આપેલ છે.

## શ્રી વૃદ્ધિનેમિ અમૃતવિહાર

શ્રી વલ્લભવિહારની પાછળ આશ્રમવાળા બોર્ડીંગ પેઢી હસ્તક વેચાણ લઈ, તેનું સમારકામ તથા બીજાં ભાગ કરાવી, તેને શ્રી વૃદ્ધિનેમિ અમૃતવિહાર નામ આપેલ છે. તે ધર્મશાળાનું ઉદ્ઘાટન શ્રી દીપચંદભાઈ ગાર્ડી હસ્તક (સં ૨૦૨૪ માગ. સુ. ૧)ના થયું. તે પ્રસંગે પ્રમુખશ્રી ભાગજીભાઈ જવેરભાઈ, અતિથિ વિશેષ તરીકે શ્રી કાંતીલાલ ભાણચંદ કોઠારી તથા ડો. શ્રી શાહ.ભાઈ એમ. ગાંધી હતા.

તે પ્રસંગે નિભાવફંડમાં રૂ. ૧૦,૦૦૦) ઉપરાંત [illegible] થયા. પરમ પૂજ્ય આચાર્ય મ. શ્રી તથા અન્ય મુનિવરો તથા સા. [illegible] આવ્યા વગેરે [illegible] [illegible] [illegible] થયાં હતાં. તે સર્વનો યશ એક જ, તેમ કે : "પૂજ્ય આચાર્ય મ. શ્રી ની શુભાશીર્વાદ અને પ્રેરણા અને પૂ. આ. મ. શ્રી [illegible] મહારાજ અને [illegible] એ જ આ સર્વ કાર્યમાં [illegible] છે. [illegible] [illegible] [illegible] એ જ સર્વનું કારણ છે.

આ અહેવાલ તો સંક્ષિપ્ત રૂપમાં આપેલ છે. આવા તો અનેક પ્રસંગોમાં બનાવો બની ગયા છે. બનાવો [illegible] [illegible] [illegible] છે. તે સર્વ વિગતોનું વર્ણન કરતાં એક મોટું પુસ્તક થઈ જાય તેમ છે. આ તો માત્ર દિગ્દર્શન છે.



## લાખેણી ક્ષણ

માનવ જીવનમાં એકાદ લાખેણી ક્ષણ સાંપડે છે જ્યારે એ ક્ષણની સ્મૃતિ હૃદયસ્થ થઈ જાય છે.

કોઈ એવી ભૌતિક ક્ષણ ભલે વિસ્મૃત થઈ જાય પણ "શત્રુંજયની યાત્રા જેવી કોઈ આત્મિક ક્ષણને કદાપિ વિસરતા નહિ. એ ક્ષણને વિલક્ષણ બનાવી જાળવી રાખજો...વારંવાર યાદ કરજો... કારણ કે એ લાખેણી ક્ષણ છે.

# વિમલ દર્શન

શ્રી વિમલગિરિનાં પ્રથમ શુભદર્શન મેં સંવત ૨૦૧૩માં કર્યાં. આ ગિરિરાજની એ દિવ્ય ભૂમિનાં દર્શન થતાં આત્મા પુલકિત બન્યો. ક્ષણભર સર્વ ભાન ભૂલી એ ભાવ પ્રભાવમાં વિચરી રહ્યો. એની જમણી તરફ ખળખળ વહેતી ચાંદીના પ્રવાહ સદૃશ શરીરે ધવલ શત્રુંજયા સરિતા, ભીડ રાજ આગળ નીલમ મૌક્તિકની માળા પહેરીને ઉભેલા પક્ષરાજ સમી આસપાસ ડુંગરની ગિરિમાળાઓ, વચમાં શિખરો પર જાણે દેવનગરમાંથી આવેલા દેવવિમાનો અને વિમાનો જેવા લેટા હોય તેમ ગગનચૂંબિત મંદિરોની શ્રેણીઓ નિહાળી અને એ રમ્ય કુદરતના સાન્નિધ્યે વસેલ આ તીર્થની પ્રાચીન મહત્તાની મને તાલાવેલી લાગી.

એ માટે કેટલાક ગ્રંથો વાંચ્યા પણ એમાં "શત્રુંજય માહાત્મ્ય" ગ્રંથથી પરમ સંતોષ થયો. એમાં કરેલાં વર્ણન અદ્ભુત હતાં, યથાર્થ હતાં છતાં વિસ્તૃત (૯ હજાર શ્લોક પ્રમાણ) હતાં, તેને ટુંકામાં ઉતારવાની, આબાલજીવોને બોધ થાય તે રીતે કરવાની ભાવના જાગી. તે સમયે આ. ભુવનભાનુના સંકેતે, મુનિ શ્રી પ્રદ્યુમ્નવિજયજી તથા મહેન્દ્રભાઈએ તેમાં ઉત્સાહ આપ્યો. એમનાં આગ્રહમાં "તેમના પિતાશ્રીના શ્રેયાર્થે અર્પણ કરવું છે" એમ પણ સિંચન કર્યું અને ફલસ્વરૂપ આ નૂતન પ્રકાશન તમારા હાથમાં આવ્યું.

આ ગિરિરાજ ઉપર ભગવાન આદિનાથે નવ્વાણું પૂર્વ પર્યંત વિચરીને ધર્મબોધ આપ્યો છે. તે ધર્મદેશનાના શ્રવણે કંઈક અનેક [illegible] છે, અહીં કાંકરે કાંકરે અનંત સિદ્ધોએ [illegible]

કર્યાં છે, જ્યાં અનેક ચક્રવર્તીઓ, ભૂપતિઓ, સંઘપતિઓએ અત્રે જિર્ણોદ્ધાર કર્યા છે, સંઘો કાઢ્યા છે, અહીં એ સર્વની શ્રદ્ધા, ભક્તિ અને સમર્પણના ઇતિહાસ રચાયા છે એ સર્વ મહિમાનું વર્ણન મારા જેવો અલ્પમતિ કેમ કરી શકે?

સાક્ષાત્ બ્રહ્સ્પતિ પણ આ તીર્થનું વર્ણન સંપૂર્ણ ન કરી શકે તો મારૂં શું ગજુ?

અરે એની પરમ પાવન એકાદ રજકણમાં પણ જે પ્રેરણાત્મક ઉર્ધ્વમસ્તી પડી છે. તેનું વર્ણન કરવાની પણ મારી શક્તિ નથી. તો પછી અનેક મહાત્માઓએ, ધ્યાનની બાજી લગાવીને સિદ્ધિગતિ જતાં જતાં છોડેલા પરમાણુ પૂંજનાં વર્ણન તો હું કયાંથી કરી શકું?

શું મહાસાગરને નાના પ્યાલામાં સમાવી શકાય? આ તીર્થના ગૌરવનું વર્ણન કોઈ કેવલજ્ઞાની જ કરી શકે. કોઈ વિશિષ્ટ કલાકાર જ આવી ગૌરવગાથા આલેખી શકે.

જેમ કોઈ કુશલ શિલ્પીના ટાંકણે પથ્થરમાંથી દેવપ્રતિમા પ્રગટે છે, કોઈ નિપુણ ચિત્રકારની પીંછીના કલાત્મક સ્પર્શે કોઈ અદ્‌ભુત ચિત્રનું સર્જન થાય છે. જેમ કોઈ લોકોત્તર સંગીતકારના દિવ્યસૂરે આત્માઓમાં મધુરે ઝંકાર પેદા થાય છે તેમ આ 'તીર્થ' કાજે કોઈ દિવ્ય કલાકારની કલમ જ ઇષ્ટ ગણાય......

એક બાજુ આ તીર્થનું અપૂર્વ આકર્ષણ હતું. બીજી તરફ મારી અલ્પ મતિ હતી...આ દ્વંદ્વ બહુ લાંબુ ન ચાલ્યું...એકદા તીર્થયાત્રા કરતાં, ભગવાન આદિનાથની નયનરમ્ય...પ્રસન્ન મધુર પ્રતિમાનાં દર્શન કરતાં કોઈ અગમ્ય પ્રેરણાથી મુગ્ધ બની હું સ્વસ્થાને આવ્યો અને બે ત્રણ દિવસમાં પચીસેક પાનાં લખ્યાં પણ ખરાં... અને વીતરાગ સ્તોત્રનો આ શ્લોક દષ્ટિગોચર થતાં શત્રુંજય મહિમાનું ગાન શરૂ કર્યું.

"તથાપિ શ્રદ્ધા મુગ્ધો હં નોપાલભ્ય સ્ખલન્નપિ।
વિશૃંખલાપિ વાગ્વૃત્તિ શ્રદ્દધાનસ્ય શોભતે॥

—પૂ. હેમચંદ્રાચાર્ય

જ્ઞાનીઓના ઉપહાસને પાત્ર એવો હું ભલે હું સ્ખલના કરું, પણ તીર્થપ્રતિની ભક્તિને કારણે એ ક્ષમ્ય બનશે એ શ્રદ્ધાથી, મેં આ સાહસ કર્યું. મારા હૃદયની સ્વાનુભૂતિ તથા શાસ્ત્રીય ગ્રંથના આધારે શત્રુંજય વર્ણનને શબ્દ દેહ આપવાનું હું રોકી ન શક્યો. મારી શક્તિ, અશક્તિનો મેં વિચાર ન કર્યો. અને મુગ્ધ હૃદયે પૂજ્યશ્રી ધનેશ્વર સૂરીશ્વરના વિરાટ પગલામાં મારી નાની પગલી મૂકી દીધી. .આ સર્વ કોઈ અગમ્ય પ્રેરણાથી બની ગયું....

હવે ગીતાર્થ જ્ઞાનીઓ આ યત્નને હંસદૃષ્ટિએ નિહાળશે, યોગ્ય સૂચનો કરશે, સ્ખલનાને પરિમાર્જન કરશે એ અભિલાષા વ્યક્ત કરું છું. યાત્રિકો આ યત્નનો યથાર્થ લાભ લેશે તો મારો શ્રમ સાર્થક થયો માનીશ...

આજે આ કલિકાલમાં ભવ્યાત્માઓને તરવાના જે મુખ્ય આલંબનો છે. (૧) જિનમંદિર. (૨) જિનપ્રતિમા. (૩) સદ્‌ગુરુ સંયોગ. (૪) તીર્થક્ષેત્ર એ સર્વ આ લોકોત્તર તીર્થમાં ઉપલબ્ધ થાય છે. મૂર્ત-સ્વરૂપે પ્રાપ્ત થાય છે. આજે જિન શાસનમાં જે તીર્થો વિદ્યમાન છે તેમાં આ તીર્થ શ્રેષ્ઠ છે. એનો મહિમા પણ અપરંપાર છે.

આ તરણતારણ વિમલગિરિનો મહિમા ગાનાર, શ્રવણ કરનાર, ધ્યાન કરનાર પણ કર્મમલનો છેદ કરી વિમલ બને છે એ દૃષ્ટિએ હું પણ વિમલગિરિના મહિમાનું ગાન કરું છું...

તે વિમલ દર્શન તમને પણ પ્રાપ્ત થાઓ એ અભિલાષા.

'આદિત્ય મંદિર', પાલીતાણા. —મુનિ સદ્‌ગુણવિજય

# એડ નિવાસી સ્વર્ગસ્થ
# શ્રી ગોપાલદાસ મોહનલાલની
# જીવન યાત્રા

વડિલનું છત્ર :—

અમારા પૂજ્ય પિતાશ્રી સ્વ. શ્રી ગોપાલદાસ શાહ, જેમના નામથી આ ગ્રંથમાળાનો પ્રારંભ થયો છે. તેમની જીવન યાત્રાનું સ્મરણ કરતાં એમના અપાર ગુણો, અમારા પ્રતિનો અનંત ઉપકાર યાદ આવે છે. એમનું જીવન નદી જેવું નિર્મળ અને સુંદર હતું.

તેઓ તો ખરેખર પુણ્યશાળી હતા. ભાગ્યશાળી હતા અને અમારા માટે તો વડલાની શીતલ છાયા જેવા હતા. દરેક ધાર્મિક, વ્યવહારિક કાર્યોમાં એ અમારૂં પ્રેરણાસ્થાન હતા. કપરા સમયે તેમની પાસે દોડી જતા અને તેઓ અમારી જીવનનાવને કિનારે લાવી દેતા.

જગતમાં વડિલનું છત્ર જેને પ્રાપ્ત થયું હોય તેના જેવો ભાગ્યશાળી બીજો કોઈ નથી. એમની સેવા અને આશીર્વાદ માનવીને મહાન બનાવી દે છે.

તેઓ અમારી અનેક ભૂલોને ઉદાર હૃદયે માફ કરી દેતા. ક્ષણભર પુણ્ય પ્રકોપ જાગે પણ હૃદયમાં રહેલ વાત્સલ્યભાવ અને નિર્મળતા અમારી દરેક ભૂલોને ભુલાવી દે.

## માતાપિતા ઉપકારી છે

જ્યારે શૈશવકાળમાં અમોને નાના મૂકીને અમારા માતુશ્રી મેંગુંબેન દેવગત થયા, ત્યારે અમોને નાનાથી મોટા કરનારા અમારા ફૂઈ ગટુબેન અને તેઓ હતા.

અમોને મેટ્રીક સુધી અધ્યયન કરાવનારા, ધાર્મિક પાઠશાળાએ મોકલી સંસ્કાર આપનારા, પોતે કષ્ટ વેઠી અમારા સુખને માટે કષ્ટ સેહનારા, અમો એમને વિસરી શકતા નથી.

જગતમાં માતા પિતાના ઉપકારની તોલે કોણ આવી શકે? શ્રી અરિહંત પરમાત્મા તથા ગુરુદેવ પછી ત્રીજા ઉપકારી સંસ્કાર દેનાર માતાપિતા જ છે. એ ઉપકારનું ઋણ કદાપિ ફેડી શકાય નહિ.

જ્યાં આ પુષ્પ પાંખડી સદશ એક લઘુ અંજલિ અર્પણ કરી એ મહાસ્વજનનું સ્મરણ કરીએ છીએ..

## લક્ષ્મીનો સદ્વ્યય

એમણે પોતાના ભાગ્યબળે લક્ષ્મીને ઉપાર્જન કરી, ધાર્મિક માર્ગે વાપરી પણ જાણી. વેપારમાં એમણે ઘણાં કષ્ટ ઉઠાવ્યાં જ્યાં ધીરજ છોડી નહિ દૃઢ મનોબળથી શ્રમ કરતા તેઓ આગળ વધ્યા. લક્ષ્મીને એ ચંચલ સમજ્યા હતા તેથી તે ધાર્મિક કાર્યમાં વાપરી શક્યા ...એક સમય હતો. કસોટીનો કાળ હતો. અમે બન્ને ભાઈ બોર્ડીંગમાં અભ્યાસ કરતા હતા. શાળાની ફી માટે એમને ઘણીવાર દેવું કરવું પડતું.

પણ આખરે એ પુણ્યશાળી હતા. ભાગ્યચક્ર પલટાયું.

## ભાગ્ય સાનુકુળ

અમારા મોટાભાઈએ સં ૨૦૧૬માં મુંબઈ સંયમ લીધું. મુનિ શ્રી ચંદ્રગુપ્તવિજયજી બન્યા. અમે બે ભાઈ ધંધામાં પરોવાયા.

એક બાજુ મુનિશ્રી સંયમયાત્રામાં પ્રગતિ કરતા હતા. બીજી તરફ અમારા વેપારમાં પ્રગતિ થતી હતી. યથા સમયે અમે બન્ને ભાઈને પિતાશ્રીએ પરણાવ્યા. આજે અમારે બન્નેને ત્રણ ત્રણ સંતાન છે. ભાગ્ય સાનુકુળ છે.

## મેઉમાં આગમન

(અમારા સ્વં૰ મોટાભાઈ) મુનિશ્રી સદ્‌ગુણ વિજયજીની સંયમ યાત્રાનો કાલ ૧૨ વર્ષનો થયો હતો. પિતાશ્રીની ઇચ્છા એકવાર તેઓ મેઉ પધારે તેવી હતી. તેથી તેઓ તથા અમે બન્નેભાઇ તેમને વિનંતી કરવા સુરત ગયા. તેમના ગુરૂએ અત્રે આવવાની તેમને અનુમતિ આપી.

થોડાક માસ બાદ તેઓ પાલીતાણાથી બે ઠાણા વિહાર કરી સં ૨૦૨૩ માં મેઉ પધાર્યા. સકલ શ્રી મેઉ સંઘનો હર્ષ માતો ન હતો. વાજતે ગાજતે તેમનો પ્રવેશ કરાવ્યો. માર્ગમાં પંદર ગહુલીઓ થઈ. તેમણે દેરાસરે દર્શન કરી, ઉપાશ્રયે ધર્મદેશના આપી. અમારા તરફથી પ્રભાવના થઈ. પિતાશ્રીની અઠ્ઠાઈ મહોત્સવની ભાવના હતી. તેથી રાત્રે શ્રી સંઘ એકઠો થયો.

## અઠ્ઠાઈ મહોત્સવ

મુનિશ્રી, વડિલના આપેલા સારા મુહૂર્તે પધારેલા તેથી દરેક કાર્યો સુંદર રીતે થવા લાગ્યા. શ્રી સંઘે અઠ્ઠાઇ મહોત્સવનો અમને આદેશ આપ્યો. દરેકે ખડેપગે તનમન-ધનથી સહકાર આપ્યો. તે મહોત્સવમાં નીચે પ્રમાણે દરેકનું સ્વામિવાત્સલ્ય પૂજા ભાવના લખાઈ

(૧) શ્રી ગોપાલદાસ મોહનલાલ. બે પૂજા. બે સ્વામિવાત્શલ્ય.
(૨) શ્રી બબલદાસ મોહનલાલ. ૧ પૂજા ૧ સ્વામિવાત્તલ્ય.
(૩) શ્રી શંકરલાલ માધવલાલ. ૧ પૂજા ૧ સ્વામિવાત્સલ્ય.

(૪) શ્રી રતીલાલ ડાહ્યાલાલ ૧ પૂજા ૧ સ્વામિવાત્સલ્ય.
(૫) શ્રી રસિકલાલ અમૃતલાલ. ૧ પૂજા ૧ સ્વામિવાત્સલ્ય.
(૬) શ્રી સંઘ તરફથી ૧ પૂજા ૧ સ્વામિવાત્સલ્ય.

ને દરેકની દરરોજ આંગી, પ્રભાવના.

પિતાશ્રીએ એ પ્રસંગે ઘણી ઉદારતાથી ધન વ્યય કર્યો. મુનિશ્રી પંદર દિવસ રોકાયા. દરરોજ વ્યાખ્યાનમાં નવપદ શ્રીપાલ અને ચરિત્ર વંચાતું હતું. દરરોજ લોકો વિધવિધ વ્રતો લેતા હતા. અમારા પિતાશ્રીએ (બ્રહ્મચર્યવ્રત તો હતું જ) એ સિવાય દિગ્પરિમાણ, દ્રવ્યપરિમાણ, વ્યાપારનો ત્યાગ, શત્રુંજયની યાત્રા વગેરે વ્રતો લીધાં. એક ભાવસારે સજોડે નાનીવયમાં બ્રહ્મચર્યવ્રત લીધું. પિતાશ્રીએ મુનિશ્રીને બે વાર ઘેર પગલાં કરાવી નવસ્મરણ, પુણ્યપ્રકાશનું સ્તવન સાંભળ્યું પ્રભાવના કરી. ભાવથી ઉપધિ વગેરે વહોરાવ્યાં. આ સર્વ પ્રસંગે અમે બન્ને ભાઈ શ્રીસંઘની ખડે પગે ભક્તિ કરતા હતા તેથી તેમને આનંદ થતો હતો.

જ્યારે મુનિશ્રીએ વિહાર કર્યો ત્યારે ઘણા લોકો દૂર સુધી મુકવા ગયેલા. ઘણા રડી પડેલા. અમારા પિતાશ્રી પણ ગળગળા થઈ ગયેલા. .મુનિશ્રીએ લોકોનાં મન સારા જીત્યા હતા.

## શત્રુંજયની યાત્રા

ત્યારબાદ (સં. ૨૦૨૩)માં જેઠ માસમાં પિતાશ્રીએ શત્રુંજયની યાત્રા કરી. દમનો વ્યાધિ, ૬૦ વર્ષની ઉંમર છતાં સપ્તાહમાં ત્રણ યાત્રા પગે ચાલીને કરી. યાત્રાની પુનઃ ભાવના ભાવતા મેઉ આવ્યા. તે પછી તો તેમનું સમગ્ર જીવન ધર્મમય બની ગયું. યાત્રા બાદ છેલ્લા ચાર માસ એ એમનું ધાર્મિક પ્રભાત હતું. સુવર્ણકાલ હતો. દરરોજ ધર્મચિંતન એ જ વ્યાપાર હતો. સંસારના સર્વ

વ્યાપારનો ત્યાગ કરી તે પાલીતાણાથી લાવેલા ધાર્મિક પુસ્તકોનું
વાંચન સવારમાં પૂજા, નવકારવાળી પ્રાયઃ મૌન કરતા હતા. એક
વાર સંયમની પણ ભાવના ભાવી. પણ કર્મનો વ્યાધિ બાધક બન્યો.
છતાં શુભભાવની એ ધારા હતી.

## અનંતની યાત્રાએ

જીવને અંત સમયે સમાધિ મરણ એ પંડિત મરણ કહેવાય
છે: તેઓ ( સં. ૨૦૨૪ના કાર્તિક વદ ૧૦ બપોરે ૧૨–૪૦ વિજય
મુહુર્તે ) સમાધિપૂર્વક દેવગત થયા. પાછળ બહોળો પરિવાર શોક
ગ્રસ્ત બન્યો. તેઓ તો જે દિવસે દેવગત થયા ત્યારે સવારમાં પૂજા
કરી હતી અને ધાર્મિક ચિંતન કરતાં કરતાં મૌન વ્રત ધરી દેહત્યાગ
કર્યો હતો. આવા પુણ્યશાળી જીવની ધર્મયાત્રા અમને પણ આજે
પ્રેરણા આપે છે. એમના અપાર ગુણો સ્મરણમાં આવે છે.

એ ફુલ ખર્યું ......પણ ગુણ ફોરમ આજે પણ વાતા-
વરણમાં સુવાસ પ્રસારે છે.

એ દ્રવ્ય દીવો બુઝાયો પણ ગુણ પ્રદીપ આજે અમને
પ્રકાશ આપે છે.

પ્રભો! એમના આત્માને ચિરશાંતિ બક્ષો! એ અભ્યર્થના.
આ લઘુ અંજલિ દ્વારા એક જ પ્રાર્થના...

તેઓ સદા અમને આશીર્વાદ આપો. ધર્મ પ્રેરણા
અંતરમાં સ્થાપો.

લી. શ્રી બાબુભાઈ તથા રમેશચંદ્ર



## श्री शत्रुंजयाष्टकम्

महात्मा विमलाद्रिणा विमलतां प्राप्नोति सिद्धाद्रिणा
सिद्धिं, सिद्धरसं सुवर्णगिरिणा शत्रुंजयाख्याद्रिणा
चान्तः शत्रु जयं, प्रताम्बुजबाणं श्रीपुण्डरीकाद्रिणा
पुण्यं पुण्यनगेन, शाश्वतपदं श्रीशाश्वताख्याद्रिणा । १ ।

(शार्दुल)

हरति हृदयं सद्यः शत्रुंजयाचल दर्शनम्
वहति दुरितं दत्ते सम्यग्दृशोविमलांजनम्
दिशति विभवं दिव्यं पुण्यं भवं कुरुते त्वलं
जनयति सतां किं नो मित्रं शिवंकर शाचलम् ॥ २ ॥

( हरिणी )

सुकृत मया पुराकृत सुदुर्गत
मत्र गिरे ! शुभदर्शन माप्तवान्
इह भवे गत तीर्थकरारुणे
त्वमसि तारकतीर्थ नभोमणिः ॥ ३ ॥

त्वमसि दिव्यरथः पथिकाय वा
प्रवहणं भविने भवसागरे
तदपि चान्तर शत्रु विनाशकात्
प्रथित शत्रुजयेति जयोऽस्तु ते ॥ ४ ॥

त्वमसि सिद्धगिरे ! शिवतोरण
स्त रू ण मु क्ति व धू क र द र्प णः
शिवरमाक्षविवाहक मण्डपः
सकल सिद्धि निधान नमोऽस्तु ते ॥ ५ ॥

( —द्रुतविलंबितम् )

स्मरामि सिद्धशैलपं ह्यनन्त सिद्ध सेवितम् ।
समग्रभव्यदेहिनां महोत्सवस्य कारणम् ॥
निलिम्पनेत्रकर्पणाय वाभ्रदर्शनाय किं ।
समुन्नते जिनेश मन्दिरै र्यथाभ्रचुम्बितम् ॥ ६ ॥
करोमि तीर्थदर्शनं सुरेन्द्र नेत्र हर्षदं ।
अनेक यात्रिकस्य पावनः पयः प्रदर्शकम् ॥
नमामि शैलराजपं जपेन सिद्धिदं त्वरम् ।
यं सवृद्धि वैभवं भवे प्रदायकं मदा ॥ ७ ॥

—( पञ्चचामरम् )

भवे भ्रान्तस्तेऽहं विमलतरसौन्दर्य किरणं ।
यथा ध्वान्ते दीपं तृषितनयने दर्शनरसम् ।
निलिम्पागारं वा भुवि शिवगृहं शाश्वतगिरे ! ।
यथा प्राप्तं सद्यः स्मरण करणात्त्वास्य सुजनम् ॥ ८ ॥

न याचे त्वां वित्तं क्षणिक सुखदं भौतिकधनं ।
न वा मुक्तामाल्यं नरपतिपदं विश्वविभवम् ।
न मुक्तिं किं तस्मात् त्वदनुसरणं सिद्धनग ! ते ।
सदा सिद्धं देहि त्वमृतचरणं पुण्यशरणम् ॥ ९ ॥

( शिखरिणी )

## श्री शत्रुंजयाष्टकम् ( पंचभाषायाम् )

यः श्री सिद्धगिरिं स्तुते, स लभते सिद्धं वचो भूषणम् ।
तीर्थं ध्यायति यः, स हन्ति दुरितं सूते च चिन्मौक्तिकम् ।
यस्तं पार्चति भावतः सुमनसा प्राप्नोति दिव्यश्रिये ।
कीर्तिं यः कुरुते भिया त्रिभुवने सत्यं स वन्द्यायते ॥ १ ॥

( शार्दूलम्

उसिमं तित्थे सिवरगमाऽहो भणंता मुणिंदा ।
संघाणंगा उल्लसिअमणा जं तु पूजीअ तित्थं ।
तित्थोद्धारा विविहललिता निम्मिआ सज्जणेहिं ।
तं सिद्धाद्रिं अमरनिअरा सग्गलोए थुणीअ ॥ २ ॥

—( मन्दक्रान्ता )

જેણે દીઠી વિમલગિરિની ભવ્ય એ અદ્રિમાળા,
શત્રુંજયના ધવલ શરણા એ તરંગો નિહાળ્યા:
જેણે ભાવે શિખરપર તે મંદિરોને જુહાર્યાં,
તેના સ્વર્ગે સુરવરગણે ભાવથી ગીત ગાયા.-૩

જેણે પામી અતુલ મહિમાવંત એ તીર્થ ફેરી,
પામ્યા પૂજન ત્રિકરણ વળી ભક્તિ સેવા અનેરી;
જેણે લીધી સુખકર અહો તીર્થની સેવ છાયા,
તેના સ્વર્ગે સુરવરગણે ભાવથી ગીત ગાયા.-૪

જેણે દીઠી ઋષભજિનની ભવ્ય એ મૂર્તિ ભારી,
જેણે પામી ચરણકમલે અર્ચના ભાવ ધારી;
જેણે ચિત્તે અનુપમ અહો દેવનાં ધ્યાન પાયા,
તેના સ્વર્ગે સુરવરગણે ભાવથી ગીત ગાયા.-૫

જેણે ગાયાં સ્તવન મધુરાં નાથનાં, હાથ જોડી,
જ્યાં મોંઘાં અરપણ અહો ભાવના પુષ્પ કોડી:
જેણે પ્રેમે જિન ગુણતણા દિવ્ય દીપો જલાવ્યા,
તેના સ્વર્ગે સુરવર ગણે ભાવથી ગીત ગાયા. ૬

तुम अमर हो शाश्वतगिरि तुम सिद्धपथ पगार हो ।
तुम मुक्तिमंदिर यात्रीगणके हो नयन मनयार हो ।

तुम भव्य जंतुके लीए भवसिन्धु में मनवार हो ।
कलिकालमें हो तुम किनारा तुमही तारणहार हो ॥ ७ ॥

तुम विश्वकी त्रिताप आंधि में समाधिरूप हो ।
संसारके निबिड तिमिरमें तुम प्रकाशित दीप हो ।
तुम देवगणकी देवभूमि तीर्थ तिलक रूप हो ।
तुम तीर्थ हो अंतर अरि जयकार शत्रुंजय अहो ॥ ८ ॥

( हरिगीत )

*The Superior Mountain Shatrunjay*

## English Poem

The Shatrujay is the impressive devout Mountain,
It calls the city of temple and all hill's Captain.
It is unmortal monument of God Adidev Candid.
Incalculable souls got freedem here indeed. 1

It is the important of riddance's reason.
It gravitates of denotecces by natural Vision.
By giving them invincible virtues and exhilaration.
Ih India it is the soul and inspiration of Jain mission. 2

I Invoke you if you see this incandececent hill.
only one trice heartly then you will.
Take glory enjoy of good health and wealth pure.
Also worldly happiness heavon and freedom sure. 3

— by Muni Sadgunvijay

## ગુજરાતી અર્થ

આ શત્રુંજય પર્વત પ્રભાવશાળી પર્વત છે. તે મંદિરોનું નગર કહેવાય છે, અને સર્વ પર્વતનો રાજા છે. તે ભગવાન આદિનાથનું નિર્મળ અને શાશ્વત સ્મારક છે. અગણિત આત્માઓ અત્રે મુક્તિ પામ્યા છે. તે મુક્તિનું સબળ કારણ છે. તેથી તેનું મહત્વ છે. તે યાત્રિકોને પોતાના કુદરતી સૌંદર્યથી આકર્ષે છે. વળી આંતરિક સદ્‌ગુણો અને આનંદ આપી આકર્ષે છે ભારતમાં જૈન સમાજના આત્મા સમાન પ્રેરણાદાયક આ તીર્થ છે. હું આપને વિનંતી કરું છું કે એકવાર પણ ભાવથી આ તીર્થના દર્શન જો તમે કરશો તો તમે આત્માનો, મનનો ભવ્ય આનંદ મેળવશો અને વિશેષ તંદુરસ્ત શરીર, સારું મન, સ્વર્ગનો સુખ અને (જરૂર) મોક્ષ પણ જરૂર પ્રાપ્ત કરશો.

## 卐 સાભાર સ્વીકાર 卐

આ નૂતન ગ્રંથ " શત્રુંજય ગૌરવ ગાથા "માં મુનિશ્રી સદ્‌ગુણ-વિજયજીના ઉપદેશથી મેડકનિવાસી ઉદારહૃદય સ્વ. શ્રી ગોપાળદાસ મોહનલાલના શ્રેયાર્થે તથા તેઓની શત્રુંજયની ત્રણ યાત્રાની સ્મૃતિ અર્થે તેમના પુત્ર મહાસંત શ્રી બાબુભાઈ તથા ઉદારદિલ શ્રી રમેશચંદ્ર તરફથી રૂ. ૫૦૧) આ પ્રકાશનમાં ભેટ મળ્યા છે. જેનો સાભાર સ્વીકાર કરીએ છીએ. તે બન્ને બંધુઓએ સપરિવાર શત્રુંજયની યાત્રા કરી તથા તેમના પિતાના શ્રેયાર્થે શ્રી નમિજિનપૂજા ભણાવી પોતાની ધર્મકીર્તિને વધારી છે.

આ રીતે આ બાંધવબેલડી ધર્મકાર્યો કરતા રહે એ અભ્યર્થના.

લી. મહેન્દ્રકુમાર છ. શેઠ

# નવા રાગના સ્તવન

## શ્રી શત્રુંજય મહિમા

( રાગ – સાવનકા મહિના ... મિલન )

શત્રુંજયનો મહિમા, ગાજે છે ચારે કોર;
ભક્તજનો કોઈ ચાલજો, ભક્તિના ઝાલી દોર.

ઈણે ગિરિ પર સિધ્ધા સાધુ અનંતા,
કર્મ ખપાવી થયા સિદ્ધ અરિહંતા;
સંતોના નિશદિન વાજે શરણાઈ પુણ્ય મોર ... ભક્તજનો૦ ૧

ઈણે શિખરોએ બેઠા આદિદેવ પ્યારા,
તીન ભુવનના સ્વામી તારણહારા;
જિન પ્રતિમાઓ નિરખી નાચે છે મનનો મોર ... ભક્તજનો૦ ૨

રાયણ રૂખડાએ સુરજ કુંડ છે,
શેત્રુંજી સરિતાને મોતીશાની ટુંક છે;
ચેડીની પાગે યાત્રા કરજો રે ભક્તિ જોર ... ભક્તજનો૦ ૩

દૂર દેશાવર કેરા યાત્રીઓ આવે,
નિત નિત નવલી આંગી રચાવે;
પૂજા કરે છે ભાવે ખપાવે કર્મ ઘોર ... ભક્તજનો૦ ૪

કોઈ પ્રભુની આગે ધૂપ દીપ ધરતો,
કોઈ ગીત ગાતો કોઈ નૃત્ય કરતો;
મનુષ્ય જન્મના લ્હાવા લેજો રે સદ્ગુણ મોર ... ભક્તજનો૦ ૫

卐

## ગિરિવરનું ધ્યાન સ્તવન ૨

( રાગ – જ્યોતસે જ્યોત ... સંત જ્ઞાનેશ્વર )

વિમલ ગિરિનું ધ્યાન ધરો, ભાવે પ્રભુની ભક્તિ કરો;
આતમને ઉજમાલ કરો ... ભાવે પ્રભુની ભક્તિ કરો૦

એ ગિરિવરનો મહિમા મોટો કહેતાં પાર ન આવે,
મુનિવર કોડી સિદ્ધા અનંતા રમતા શુદ્ધ સ્વભાવે.
પાવન પરમાણુ સેવી તરો .... ભાવે૦ ૧

એ ગિરિવરના દરિશનથી ભવ સંચિત કર્મ ખપાવે,
યાત્રા નવાણું કરતાં ભવિજન મુક્તિ મંદિર પાવે;
માનવ ભવને સફળ કરો ... ભાવે૦ ૨

પૂર્વ નવાણું વિચર્યા પ્રભુજી આદિશ્વર અલબેલા,
નિરખી પ્રતિમા એ મંદિરમાં થાય સૌ જન ઘેલા;
ભક્તિ કરીને મુક્તિ વરો ... ભાવે૦ ૩

એ ગિરિ પર છે નવ નવ ટુંકો રાયણ પગલાં રાજે,
નંદીશ્વર ને અષ્ટાપદજી પુંડરીક ગણધર ગાજે;
શેત્રુંજી નદીમાં સ્નાન કરો ... ભાવે૦ ૪

દાદાનાં દર્શન કરવા મનડું નીત નીત આવે સપનાં,
યાત્રા કરતાં મંગલ થાય નેમિ અમૃત વયણાં;
સદ્‌ગુણ નયને જ્યોતિ ભરો .. ભાવે૦ ૫

:※:

## દિવ્યદર્શન

ગુલાબનાં પણ પુષ્પ છે. ધતુરાનાં પણ પુષ્પ છે. તે બન્નેમાં માત્ર પરિમલમાં જ અંતર નથી; પણ ગુણ, વર્ણ અને પરિણામમાં પણ અંતર છે.

ગુલાબનો ઉપભોગ આત્મામાં સૌરભ પ્રસારે છે. ધતુરાનો ઉપભોગ આત્મામાં વિષ પ્રસારે છે.

બસ ! એવું જ છે તીર્થક્ષેત્રનું.... જગતમાં લૌકિક તીર્થ છે, લોકોત્તર તીર્થ પણ છે.

લૌકિક તીર્થ આત્માને મિથ્યાદર્શનનું કારણ બને છે. લોકોત્તર તીર્થ આત્માને સમ્યગ્દર્શનનું કારણ બને છે.

શત્રુંજય તીર્થ–તીર્થાધિરાજ છે, લોકોત્તર તીર્થ છે. પરમતારક છે.

જીવનમાં એકવાર જે સુભાગી આત્મા બડભાગી જીવ, આ તીર્થનાં શ્રદ્ધાસભર હૃદયે દર્શન કરે છે તે યાત્રિક સમ્યગ્દર્શન પામે છે–દિવ્યદર્શન પામે છે.

# : વિમલ પરિમલ

ભગવાન મહાવીરે વિમલગિરિના વિમલ પરિમલને પ્રસારી.

શત્રુગચ્છના મંડનરૂપ, વૈરાગ્યના આગર, સર્વાંગ યોગનિપુણ શ્રી ધનેશ્વર સૂરીશ્વરે આ પરિમલનો સંચય કર્યો. એ ગ્રંથનું નામ "શત્રુંજય મહાત્મ્ય."

—જેમાં સૂરીશ્વરનું અગાધ પાંડિત્ય, શબ્દસૌષ્ઠવ, વચન પ્રભુત્વ, અર્થ ગાંભીર્ય, પ્રજ્ઞાપ્રતિભા, ભાષા વૈભવ, અલંકાર અને અર્થની યથાર્થ સંકલના: એવી વિશિષ્ટ છે કે તે ગ્રંથની ગીર્વાણભાષા છતાં, એ વર્ણનોમાં વાંચક એવો પ્રવાહિત બને છે કે જાણે આત્મામાં કોઈ મધુર વીણા ન વાગતી હોય...!

એમનાં ગિરિશૃંગોનાં અદ્ભૂત વર્ણનો, દ્રહો, કુંડો, વૃક્ષો, મંદિરો-પગલાં, વન, સરિતા, ઔષધિઓનાં વર્ણન વગેરે એક સુરેખ શબ્દચિત્રને રજુ કરે છે. એ સમયે એમ લાગે છે કે આ આત્મા સાક્ષાત્ ગિરિરાજ પર વિચરી રહ્યો છે આ આત્મા એ સમયે સામાન્ય નથી રહેતો, પણ તત્વજ્ઞાનરમણની ભાવુકતામાં પરમતેજસ્વી બને છે.

એ મહર્ષિના ઉપકાર-ફલસ્વરૂપ-આ લઘુ 'ગૌરવગાથા' નો જન્મ થયો છે. એ ઉપકાર એ વિમલ પરિમલનો છે.

 

પ્રકરણ ૧

# વિમલાચલની વાટે

આ ભારત દેશની વિશેષતા આર્યસંસ્કૃતિને લઇને છે. પ્રાચીન સમયમાં ભારતમાં વિધવિધ પંથો હતા, ધર્મો હતા: અર્વાચીન સમયમાં પણ છે. પંથ અને ધર્મમાં નિરાળી વિશેષતા હોય એ સ્વાભાવિક છે મુખ્ય તો ષટ્દર્શન ગણાય છે. એમાં જૈનદર્શનની સંસ્કૃતિ, અહિંસા, સત્ય, અસ્તેય વગેરેની સૂક્ષ્મ વિચારધારા આગવી છે, વિશિષ્ટ છે, સાગર સદશ છે.

જૈનદર્શનના તત્ત્વજ્ઞાનનો પાયો અનેકાંતવાદ અને પરમાણુવાદ છે. આ બન્ને વાદ એ જૈનદર્શનની વિશ્વને મહાન ભેટ છે. આજે પણ સકલ આંતર અને બાહ્ય યુદ્ધનો અંત લાવવો હોય તો અનેકાંતવાદને અપનાવવો જોઇએ.

એમાં પરમાણુવાદની અમૂલ્ય ભેટ તે મૂર્તિપૂજા. "આત્મા પરિણામી છે. એની સમક્ષ જેવા શુભ પરમાણુ કે શુદ્ધચિત્ર હોય તેવા શુભ પરિણામ તેનામાં થાય છે" એ સત્યને જૈનદર્શને મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરીને સિદ્ધ કરી બતાવ્યું છે. શુભ પરમાણુઓની જાદુઇ ( Magnet ) અસર જો પ્રત્યક્ષ અનુભવવી હોય તો તે શત્રુંજયગિરિ પર થાય છે.

શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘની માલિકીના અનેક તીર્થો છે. એમાં શત્રુંજય એ શ્રેષ્ઠ ગણાય છે. એ ગિરિરાજ ! જ્યાં અનંત આત્માઓ મુક્ત બન્યા છે. જ્યાં ભગવાન ઋષભદેવે નવાણું પૂર્વ પર્યંત વિચરીને ધર્મના ઘોષ ગજાવ્યા છે તે દિવ્ય પરમાણુઓ

લાખો વર્ષ થયાં છતાં આજે પણ માનવીના આત્મામાં રહેલ સુષુપ્ત શુભ વિચારધારાને જાગૃત કરે છે, ચેતનામય કરે છે.

આ ગિરિરાજનાં માત્ર મંદિરો પૂજનિક નથી, પણ એની એક એક શિલા, એક એક શિલાખંડ... રજકણ... જ્યાં કોઈને કોઈ ભવ્યાત્મા મુક્ત બન્યો છે તે પણ પૂજનીય છે. અને તેથી આંતર શત્રુના જયમાં સહાયક આ ગિરિનું શત્રુંજય નામ પણ સાર્થક છે. આ ગિરિવરનું નિર્મલ ધ્યાન પણ જગતમાં દુર્જય ક્રોધ, માન, માયા, લોભ, કામ વાસનાદિ કષાયોને દૂર કરે છે, આત્માને વિમલ કરે છે. તેથી આનું નામ વિમલગિરિ-વિમલાચલ પણ સાર્થક છે.

આ વિમલાચલની વાટે આજે આપણે પણ પ્રયાણ શરૂ કર્યું છે. આ વૈભવશાળી તીર્થને જૈન સમાજ શ્રદ્ધા અને ભક્તિના નેત્રે નિહાળે છે. એને માટે પ્રાણ પણ સમર્પણ કરવા તૈયાર છે. ક્રિશ્ચિયનો જેમ જેરૂસલેમને, મુસલમાનો જેમ મક્કા-મદીનાને, બ્રાહ્મણો જેમ કાશી-મથુરાને, બૌદ્ધો જેમ ગયા અને બોધિવૃક્ષને પવિત્ર માને છે, પૂજનિક માને છે તેમ જૈનો પોતાના અનેક તીર્થોમાં આ શત્રુંજયને સર્વ-શ્રેષ્ઠ વંદનીય માને છે.

આ ગિરિરાજ સૌરાષ્ટ્રના અલંકારભૂત છે. તેની પાછળ ચોકી-દાર સમાન કદંબગિરિની ગિરિમાળા છે. એના વામ ભાગે ભાડવો ડુંગર છે. જમણા હાથે શત્રુંજયા સરિતા અને તાલધ્વજગિરિ છે. તેની તલેટીમાં પાલીતાણા નગર છે. યાત્રીઓથી મઘમઘી રહેલી આ નગરી અને પર્વતનો દેખાવ (Show) ખરેખર રમણીય લાગે છે.

શ્રી શત્રુંજય પૂર્વે ઘણો વિસ્તૃત હતો. વલભીપુર (વળા) એ જ એની તલાટી હતી. તેની બાજુમાં જ સાગરના જળ ઉછળતા હતા. સફેદ દૂધ જેવા એ જળકણ જાણે ગિરિરાજને વંદના કરતા હતા.

તરંગોનો ગર્જારવ જાણે મહિમા ગાતો હતો. સમય જતાં એ મહારથીઓએ છુટા પડવાનો સંકેત કર્યો હોય તેમ સાગર બીજી દિશામાં ખસતો ગયો અને શત્રુંજય મુનિ વિષ્ણુકુમારની જેમ વિરાટરૂપ સંકેલતો પાદલિપ્તપુર આવીને વિરામ પામ્યો.

આજનું તીર્થ જાણે પૂર્વના દૈવીસામ્રાજ્યનો એક અંશ હોય એમ લાગે છે. આ તીર્થભૂમિ પર પૂર્વે અનેક અદ્ભુત ઇતિહાસ રચાયા છે. કેટલાક વિસરાયા પણ હશે, છતાં અનેક આંધિઓમાં પણ ગિરિરાજે પોતાનું તેજ અને સત્વ ટકાવી રાખ્યું છે. એનો મહિમા ગઈકાલે જે હતો તે જ આજે છે. જનતાની તેના પ્રતિની ભક્તિ આજે પણ એવી જ અક્ષય છે–અખંડિત છે.

આજે પણ લાખો યાત્રીઓ આતુર નયને હોંશે હોંશે આ તીર્થની સ્પર્શના કરે છે. આહ્લાદ પ્રાપ્ત કરે છે. પુણ્યરાશિ મેળવે છે. પોતાની લક્ષ્મીનો, શક્તિનો સદ્વ્યય કરીને પોતાને ધન્ય માને છે.

જૈન સાહિત્યમાં આ તીર્થના મહિમા વિષે અનેક અદ્ભુત ઉલ્લેખો, દંતકથાઓ અને વર્ણનો ઉપલબ્ધ થાય છે. ગિરિરાજ પર દિવ્ય ઔષધિઓનો ભંડાર છે. જલકુંડોના શીતલ જલમાં રોગ–હરણની અપૂર્વ શક્તિનો વાસ છે. અદીઠ ગુફાઓમાં દેવદેવીઓનાં ક્રીડાસ્થાનો છે. ભગવાનની પ્રતિમા સમક્ષ એ દેવાંગનાઓ–કિન્નરીઓ–વિદ્યાધરો રાત્રીના સમયે દિવ્ય નૃત્ય–ગાન કરે છે. ઈત્યાદિ...

પૂર્વે વિક્રમ; કુમારપાલ વગેરે રાજવીઓએ તથા વાહડ–વસ્તુપાલ–તેજપાલ વગેરે મંત્રીઓએ અત્રે શત્રુંજયના મહાન સંઘ કાઢેલા છે. અત્રે મંદિરો બંધાવી પોતાની લક્ષ્મી અને શક્તિનો શુભ વ્યય કર્યો છે. તે ઉપરનાં મંદિરો નિહાળી આજે પણ એમની ધર્મશ્રદ્ધાની અનુમોદના થયા વિના રહેતી નથી. જે મંદિરો સાગરની

સપાટીથી હજારો ફુટ ઊંચા ગગનચૂમ્બિ શિખરોથી મંડિત, દેવ વિમાનોની સ્પર્ધા કરતા, સમ્યગ્દર્શનનું કારણ થતા–તે ભાગ્યશાળીનાં કીર્તિગાન ગજાવી રહ્યા છે.

ઉપરનું વાતાવરણ એટલું સાત્વિક અને સ્વચ્છ છે કે ત્યાં વિચરતાં આત્મામાં ધ્યાન કરવાની ભાવના જાગે છે અને "ધ્યાન કરનાર ભવ્યાત્મા ત્રીજે ભવે મુક્તિ પામે છે" એ શાસ્ત્રવચનની પ્રતીતિ એ આલ્હાદ પ્રેરક ( Atmosphere ) વાતાવરણથી જરૂર થાય છે.

સમાધિસ્થ ઉભેલા કોઈ યોગી સદૃશ આ ગિરિરાજના અલૌકિક વાતાવરણે અનંતા આત્માઓને અને કરોડો મુનિવરોને મુક્તિના દ્વારે પહોંચાડયા છે. આ ગિરિવર લાખો અધ્યાત્મના ઉપાસકોનો રાહબર બન્યો છે અત્રે વૈભવ, પવિત્રતા, લક્ષ્મી અને વિરક્તિએ સખીઓની જેમ સહકાર સાધ્યો છે. આવા મધુર વાતાવરણમાં સંસારના તાપથી તપ્તજનને મનઃ શાંતિ અને ચિત્તસમાધિ જરૂર પ્રાપ્ત થાય છે. દૂર બેઠાં પણ સ્તવન, ભજન, સ્મરણ કરનાર ક્ષણભર સર્વ દુઃખ વિસરીને આત્મોલ્લાસ પ્રાપ્ત કરે છે.

આ ગિરિરાજને વલયાકાર વ્યાપ્ત શત્રુંજયા સરિતાનાં જલનો તથા ઉપર રહેલ કુંડોના જલનો મહિમા પણ રોગનાશક અને પાવનકારક તરીકે પ્રસિદ્ધ છે. ગિરિવર પર વિરાજિત મંદિરોની શ્રેણિઓમાં જોકે આબુ જેવી મનમોહક કોતરણી કે શિલ્પ સૌષ્ઠવ નથી પણ પવિત્રતા–ઐતિહાસિક પ્રાચીનતા અને તારક ઉર્ધ્વ-ગામિતાની દૃષ્ટિએ "ગગનચૂમ્બિ" એ વિશેષણ જ સાર્થક છે.

કોઈ સાધના કરતા મહાયોગી સદૃશ આ ગિરિરાજ ભાવુક આત્માનું અનેરું આકર્ષણ છે. એની એકાદ ટુંક પર જતાં નીચે વિરાજિત ગાંધર્વનગર સદૃશ જણાતું પાદલિપ્તનગર ( પાલીતાણા )

જાણે નીલમ સ્ફટિકના ભવનોથી દીપતું વનરાજીથી વ્યાપ્ત જણાય છે.

શત્રુંજયના મધ્ય શિખરે દીપતું આદિનાથ દાદાનું ભવ્ય મંદિર જે સમગ્ર આકર્ષણનું મધ્યબિન્દુ છે. જો કે ભરત રાજાએ 'કાકિણી રત્ન'થી રચાવેલ 'એ સુવર્ણ પ્રાસાદ અને મણિમય પ્રતિમા' આજે નથી, પણ આજે જે છે તે પણ હજારો વર્ષની 'અમર ગાથા'ને સ્મરણ કરાવે છે, પૂર્વના ગૌરવની ઝાંખી કરાવે છે. પ્રભુની પ્રતિમા—જે સોળમા ઉદ્ધારમાં કર્માશાએ ભરાવેલી છે તે પ્રતિમા પણ એવી અપ્રતિમ અને અલૌકિક છે કે જેનું વર્ણન કરવા અમારી પાસે શબ્દો નથી. એનો દિવ્ય પ્રભાવ આજે પણ લાખો યાત્રીઓનું અનેરું આકર્ષણ કરે છે. મુમુક્ષુ આત્માને ત્યાંથી ખસવાનું મન થતું નથી. હજારો વર્ષ થયાં અસંખ્ય નરનારીઓની શ્રદ્ધા અને ઉપાસનાનું એ મધ્યબિન્દુ બનેલ છે. જ્યારે જુઓ ત્યારે ભગવાન આદિનાથના મંદિરમાં અને બહાર ભક્તજનોની ભીડ જામેલી જ હોય છે. કોઈ મહાન ચક્રવર્તી આગળ નરાધિપો ભેટણાં લઈને ઊભા જ હોય એમ પૂજા કરનારા જનો ઘણી વાર સાયંકાળ સુધી કતાર (લાઇન)માં ઊભા જ હોય છે.

આ કલિકાળમાં આવો દિવ્ય પ્રભાવ નિહાળી નાસ્તિકોનો પણ શ્રદ્ધાદીપ પ્રજ્જ્વલિત થાય તેમાં શી નવાઈ?......

એ અમર શ્રદ્ધાના પ્રતિકને વારંવાર વંદના .....

[હવે એ શત્રુંજયગઢના નાયક ભગવાન આદિનાથનું જીવન-ચરિત્ર જોઈએ.]



પ્રકરણ ૨

# એ દિવ્ય વિભૂતિ

ભારત વર્ષનું એ પરમ સૌભાગ્ય, જે દિવસે એ દિવ્ય વિભૂતિએ આ ભૂમિ પર પ્રથમ પગલાં પાડ્યાં .... ...

એ ત્રીજા આરાના અંત સમયની વાત છે. એ સમયે ઇંદ્રની અલકાપુરી સદશ અયોધ્યાનગરી હતી. આદ્ય કુલકર વિમલવાહનના વંશમાં ચક્ષુષ્માન, યશસ્વી, અભિચંદ્ર, પ્રસેનજિત, મરુદેવ અને સાતમી પેઢીએ નાભિકુલકર થયા. તેમનાં ધર્મપત્નીનું નામ મરુદેવા હતું.

અષાઢ માસની રઢીયાળી એ કૃષ્ણચતુર્થી. ઉત્તરાષાઢાનક્ષત્રમાં ચંદ્રનો યોગ. અને એવા સુંદર સમયે ભગવાન ઋષભદેવ સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવીને મરુદેવામાતાની કુક્ષીએ પધાર્યા.

માતાએ ચૌદ સ્વપ્ન નિહાળ્યાં. દેવોએ ઉત્સવ કર્યો. ત્રણે ભુવનમાં ક્ષણભર સુખની લહર પ્રસરી. સમય વહી રહ્યો...નવમાસ પૂર્ણ થયા બાદ ચૈત્ર પક્ષની કૃષ્ણ અષ્ટમી આવી. (ફા. વ. ૮) ઉત્તરાષાઢામાં ચંદ્રનો યોગ થયો; અને એ મધ્યરાત્રિએ માતા મરુદેવીએ જેમ પૂર્વદિશા સૂર્યને જન્મ આપે તેમ ઋષભદેવને જન્મ આપ્યો.

જન્મ થતાં જ ત્રણે ભુવનમાં અજવાળાં થયાં. ત્રણે ભુવનેસુખનો આસ્વાદ લીધો. દેવોનાં આસન ડાલ્યાં. માતા પાસે આવી જન્મોત્સવ કર્યો. મેરુશિખર પર પ્રભુને નવરાવ્યા. જગતે પોતાના તારક માન્યા. પૃથ્વી પરથી અંધારા ઓસરવા લાગ્યા ... ...

જીવમાત્રના કલ્યાણના કામી ભગવાન બીજના ચંદ્રની જેમ વધતા

ગયા. અનુક્રમે નંદનવન । પ્રફુલ્લિત પુષ્પતરુની જેમ યૌવનવયને પામ્યા. યુવાન પ્રભુની કાયા ૫૦૦ ધનુષ્યની બની. સુવર્ણ સમાન તેજ સભર બની. વદન પર સહસ્રસૂર્યની આભા વિલસી રહી. નેત્રમાં દિવ્યતાનો પૂંજ ઝુકી રહ્યો...મનોબળ કમલ શું કોમલ અને વજ્ર શું દઢ થયું. આકાશનો અંત આવે, પણ પ્રભુના ગુણોનો અંત ન આવે એટલા ગુણ પંકજથી તેમનું આત્મ-સરોવર વિકસિત બન્યું.

માતપિતાએ લાડલા ઋષભદેવને રૂપવતી કન્યા સુમંગલા અને સુનંદા સાથે પરણાવ્યા. ઈંદ્ર મહારાજે પાણિગ્રહણ મહોત્સવ કર્યો. થોડા જ સમય બાદ પુત્રને સમર્થ જાણી રાજ્યધુરા સોંપી દીધી. પ્રભુનો રાજ્યાભિષેક થયો, દેવોએ પ્રભુનો ઉત્સવ કરી જયનાદ ગજાવ્યો. એ સમયે પ્રભુનો અભિષેક કરવા યુગલિકો આવ્યા. પ્રભુ તો ઉત્તમ રેશમી વસ્ત્રો અને અલંકારો પહેરી રાજ્યસિંહાસન પર બેઠા છે. હવે રત્નાભરણોથી ભૂષિત પ્રભુનો ક્યાં અભિષેક કરવો તે મુંઝવણમાં પડ્યા. ત્યાં તેમની દષ્ટિ ખુલ્લા ચરણ પર પડી... અને યુગલિકોએ ત્યાં અભિષેક કર્યો. આ રીતે તેમનો વિવેક જાગૃત થયો જાણી ઈંદ્ર મહારાજે ત્યાં વિનીતા નગરી વસાવી.

એમાં મોટા રત્નમય તોરણથી દીપતા સપ્તભૂમિકા-પ્રાસાદો બનાવ્યા. પ્રભુ માટે અલગ, ભરતકુમાર માટે જુદા, બહુબલી માટે જુદા એમ રત્નમય વેદિકા અને મણિમય દર્પણથી વિભૂષિત એ પ્રાસાદો બનાવ્યા.

હવે ભગવાને પ્રથમ વ્યવહાર ધર્મનો પ્રકાશ કર્યો. પ્રથમ કુંભકારની કલા બતાવી. બાદ પોતાની પુત્રી બ્રાહ્મીને જમણા હાથે લીપી, અને સુંદરીને ડાબા હાથે ગણિતવિદ્યા આપી. તે બાદ સ્વર્ણકાર, લુહાર, સુથાર વેપારી વગેરે અનેક કલા જનવર્ગને શિખવાડી. પુરુષની ૭૨ કલા અને સ્ત્રીઓની ૬૪ કલા હોય છે.

યુગલિક પ્રજા જે અભણ અને ભોળી હતી તેઓ કાળ પ્રભાવે અનાજ (કાચું) ખાતા હતા તે પચતું ન હતું. તે માટે પ્રભુને પૂછ્યું. પ્રભુએ કહ્યું–"તેને અગ્નિમાં નાખી પકાવીને ખાવ" યુગલિકો અનાજ લાવી અગ્નિમાં નાખે અને જેમ કલ્પવૃક્ષ પાસે ફળ માંગતા તેમ તે અગ્નિને કહે–"હે અગ્નિ! અમને અનાજ પકાવી આપ" પણ અગ્નિ કંઇ પાછું આપતો નથી. આ જોઈ પ્રભુને ફરિયાદ કરે કે આ રાક્ષસ બધું ખાઈ જાય છે. અમને પકાવી આપતો નથી. પ્રભુએ એમને ત્યારે માટીના વાસણ બનાવતાં અને તેમાં રસોઇ બનાવતાં શિખવ્યું. તે સમયે કોઇ લડતા નહિ. પણ કાળ પ્રભાવે લડાઇ શરૂ થઈ. ત્યારે ભગવાને હકાર, પછી મકાર અને ધિક્કાર નીતિની સ્થાપના કરી.

આમ પ્રભુ રાજા બન્યા છે. દરરોજ પ્રજાને નૂતન કલાઓ શિખવે છે. દેવદેવીઓ સેવા કરવા આવે છે. નાટક બતાવે છે. નૃત્ય કરે છે. પણ પ્રભુનું મન આ રાજ્યમાં છે જ નહિ. એમને તો અનંતની પેલે પાર મુક્તિનું સામ્રાજ્ય મેળવવું છે. એ ભાવપૂર્તિની પ્રભુએ જ્યાં વિચારણા કરી ત્યાં નિજ આચાર જાણીને નવ લોકાંતિક દેવોએ પ્રભુને તીર્થ પ્રવર્તાવવા વિનંતી કરી: "હે પ્રભો! તીર્થસ્થાપો! જગતને ધર્મપ્રકાશ આપો."

ભગવાને પોતાના ૯૮ પુત્રોને બોલાવી આ નશ્વર રાજ્ય વહેંચી આપ્યું. ભરતને અયોધ્યા અને બાહુબલીને કિષ્કિંધાનું રાજ્ય આપ્યું. અને પોતે આત્મ સામ્રાજ્ય લેવા નિકળ્યા. ભગવાન છૂટે હાથે વર્ષીદાન આપે છે. સર્વસ્વનો ત્યાગ કરે છે. ત્યાગધર્મની સ્થાપના કરે છે. વ્યવહારકલામાં સબરસ સમાન ધર્મકલાને પ્રગટ કરે છે. એક દિવસના દાનમાં એક ક્રોડ આઠ લાખ સોનૈયા આપે છે. એક વર્ષમાં ૩૮૮૦૦૦૦૦૦ સોના મહોરો આપે છે. ૭ અતિશયયુક્ત

દાન આપી પ્રભુએ ચૈત્ર માસની કૃષ્ણ અષ્ટમીના દિને ઉત્તરાષાઢામાં ચંદ્રનો યોગ પ્રાપ્ત થયો-કચ્છ, મહાકચ્છ આદિ ચાર હજાર રાજાઓ સહિત શકટોદ્યાનમાં સંયમ લીધું. એ જ સમયે તેમને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું.

પ્રભુ ત્યાંથી ચાર હજાર મુનિયુક્ત ભારંડપક્ષીની જેમ અપ્રમત્ત-ભાવે આ વસુધા પર આત્મસાધના કરતા વિચરવા લાગ્યા. સમય થતાં પ્રભુ ભિક્ષા કાજે જાય છે. કોઈ નિર્દોષ આહારની વિધિ જાણતું નથી. પ્રભુને કોઈ રત્ન, મણિ, કન્યા વગેરે આપે છે; પણ પ્રભુ પાછા વળી જાય છે. એમ એક વર્ષ પર્યંત પ્રભુ ઉપવાસ કરતા રહ્યા. સાથેના મુનિઓ તો ભિક્ષાની વિધિ ન જાણતાં વનમાં ફલ-ફુલ ખાતાં તાપસ થઈ ગયાં. પ્રભુ આમ હસ્તિનાપુર પધાર્યા.

શ્રેયના ભંડાર એવા ત્યાંના રાજપુત્ર શ્રેયાંસકુમારે પ્રભુને દૂરથી નિહાળ્યા. એમનો વેશ જોઈ તુરત તેમને જાતિસ્મરણ જ્ઞાન થયું. પૂર્વભવ જોયો: " અહો ! પ્રભુ તો નિર્દોષ ભિક્ષા કાજે આવી રહ્યા છે." અને તે મહેલની નીચે ઉતર્યા. એ સમયે એક ખેડુતે શ્રેયાંસ-કુમારને ૧૦૮ ઇક્ષુરસના ઘડા ભેટ આપ્યા. અને તે જ સમયે પ્રભુ પણ ત્યાં પધાર્યા. શ્રેયાંસે પ્રભુને ભાવથી વિનંતી કરી અને પ્રભુના કરમાં એક પછી એક ઇક્ષુરસ તે વહોરાવે છે. રસની શગ ચડે છે. એક ટીપું પણ પ્રભુની લબ્ધિથી નીચે પડતું નથી. આવું અપૂર્વ દાન જોઈ દેવોએ ત્યાં પંચદિવ્ય પ્રગટ કર્યા. આ પ્રસંગથી અક્ષય-તૃતીયા ( વૈ. સુ. ૩ )નો મહિમા પ્રસર્યો. ભવ્યજીવો આ પ્રસંગની અનુમોદના કરતાં કહે છે : '**શ્રેયાંસકુમાર જેવો ઉંચો ભાવ, ઋષભદેવ જેવું પાત્ર અને ઇક્ષુરસ જેવું દાન એવો ત્રિવેણી-સંગમ જેણે નજરે જોયો તે આત્મા પણ ધન્ય છે. ધન્ય છે શ્રેયાંસકુમારને !**'

આ બાજુ ધર્મઘોષ ગજાવતા અનેક જીવોનો ઉદ્ધાર કરતા પ્રભુ વિચરી રહ્યા છે. ત્યારે મરુદેવા માતા દરરોજ ભરતરાજાને ઠપકો આપે છે અને કહે છે કે: "હે ભરત! તું તો રાજ્યલોભમાં પડી ગયો છે અને મારા ઋષભની ખબર પણ કાઢતો નથી. એ ક્યાં ફરતો હશે? ક્યાં ખાતો હશે? એની કોણ સંભાળ લેતું હશે?" અને આમ મરુદેવા માતા ચિંતા કરતાં–રુદન કરતાં હતાં; અને એથી આંખે પડલ બાઝયાં...ભરતરાજા માતાને આશ્વાસન આપતા...

પુત્ર ભલે ભડવીર હોય...અનેકના તારક હોય, છતાં માતાની નજરમાં તો ખરેખર નાનો બાળ હોય છે.

માતાનું હૃદય જ વાત્સલ્ય ભરપૂર હોવાથી પોતાના પુત્ર માટે ચિંતા કર્યા જ કરે. સમય વહી રહ્યો હતો. અને એકદા બે પ્રતિહાર યમક અને શમક વધામણી લાવ્યા: "હે ભરતરાજા! અયોધ્યાને સીમાડે ભગવાન ઋષભદેવ પધાર્યા છે. દેવો એમનો કૈવલ્ય મહોત્સવ કરી સમવસરણ રચી રહ્યા છે" આ સાંભળી ભરતરાજાએ હર્ષપૂર્વક તે બન્નેને અલંકારો ભેટ આપ્યા. બાદ તે માતા પાસે આવી બોલ્યા: "હે માતાજી! ચાલો! આજે તમારા પુત્રની અપૂર્વ સમૃદ્ધિ નજરે નિહાળો." અને માતાજીને હાથી પર બેસાડ્યાં. પ્રભુ પાસે લઈ ચાલ્યા. માર્ગમાં ભરતરાજા પ્રભુ ગુણોનાં, સમવસરણના ઋદ્ધિનાં, દેવોની અનુપમ સેવાનાં ગુણગાન કરે છે. તે સાંભળતાં સાંભળતાં માતાને હર્ષનાં આંસુ આવે છે; અને નેત્રનાં પડલ દૂર થઈ જાય છે. એ સમયે દૂરથી સમવસરણની રચના અને પ્રભુની મહત્તા નજરે નિહાળે છે.

ત્યારે માતાને વિચાર આવે છે કે...'અહો! આટલી સમૃદ્ધિ છતાં પુત્ર વીતરાગ છે! એને તો મારામાંય સ્નેહ નથી. પોતાના આત્માની સાધના એ જ લક્ષ્ય છે. ખરેખર, જગતમાં કોઈ કોઈનું નથી. આ આત્મા જ સાધવા યોગ્ય છે. હું શા માટે પરની ચિંતા

કરું ! શા માટે મારા આત્માને સિદ્ધ બુદ્ધ નિરંજન ન કરું ?' અને એમ એકત્વ ભાવના ભાવતાં ભાવતાં શુકલ ધ્યાનની શ્રેણી ચડતાં તે કેવળજ્ઞાન પામ્યાં. અને અંતર્મુહુર્તમાં નિર્વાણ પામ્યા...કવિ કહે છે કે......

"હાથીની અંબાડી ઉપર સ્થિર થઈ...
વધતે ભાવે પામ્યા કેવલજ્ઞાન જો...
ધર્મધુરંધર પુત્રવધુ મુખ દેખવા...
જિનજનની ઝટ પામ્યા પદ નિર્વાણ જો...
ચેતન ચિંતા પરની શાને તું કરે."

આ પ્રસંગને અનુલક્ષીને કવિ કહે છે કે......"પુત્રથી પહેલાં તે કેમ નિર્વાણ પામ્યા કે...તેઓ પુત્રની મુક્તિવધુનું રૂપ કેવું છે તે જોવા પ્રથમ ગયા." અથવા જગતમાં ઋષભદેવ જેવા માતૃભક્ત પુત્ર થયા નથી કે જેમણે ઘણા શ્રમથી ઉપાર્જન કરેલ કેવલજ્ઞાન અને મુક્તિની ભેટ પ્રથમ માતા આગળ ધરી...

ઇંદ્રોએ મરુદેવા માતાનો નિર્વાણ મહોત્સવ કર્યો. અને તેમની કાયાને વંદન કરી ક્ષીરસમુદ્રમાં પધરાવી. ભરતરાજા પ્રભુ સમીપ આવ્યા. વંદના કરી, સદર્પ સુખશાતા પૂછી મધુરવાણીથી બોલ્યા: "ભગવન્ ! જગત માત્રનો ઉદ્ધાર કરો છો તો આ સેવકનો પણ ઉદ્ધાર કરો."

પ્રભુએ મેઘધ્વની સદશ યોજનગામિની દેશના દીધી. એ ધર્મ-દેશનાથી અનેક જીવ પ્રતિબોધ પામ્યા. પ્રભાવિત થયા. ઋષભસેન પ્રમુખ અનેક રાજપુત્રોએ સંયમ લીધા. પ્રભુએ પ્રથમ ધર્મતીર્થની સ્થાપના કરી. ઋષભસેન (પુંડરીકસ્વામી) વગેરે ૮૪ મુનિઓને ત્રિપદી આપી ગણધરપદનો વાસક્ષેપ કર્યો. તે ગણધરોએ દ્વાદશાં-

ગીની રચના કરી. તે બાદ મરીચિ તથા (કચ્છ મહાકચ્છ સિવાય) ચાર હજાર તાપસોએ પણ વિધિયુક્ત સંયમ લીધું. પ્રભુની પુત્રી બ્રાહ્મીએ બીજા અનેક નારીવર્ગ સાથે સંયમ ગ્રહણ કર્યું. તેને સાધ્વીગણમાં મુખ્ય કરી. સુંદરીએ પણ સંયમ લેવા અનુજ્ઞા માગી. ભરત રાજાએ ન આપી. ત્યાર બાદ ઋષભદેવ પ્રભુના શાસનમાં ચતુર્વિધ સંઘની સ્થાપના આ પ્રમાણે થઈ: સાધુમાં મુખ્ય પુંડરીક- સ્વામી, સાધ્વીમાં બ્રાહ્મી, શ્રાવકમાં પ્રમુખ ભરતરાજા તથા શ્રેયાંસ- કુમાર અને શ્રાવિકામાં પ્રમુખ સુંદરી વગેરે...દેવોએ પ્રભુનો પાટ મહોત્સવ કર્યો.

ત્યારબાદ સાધુ–સાધ્વીગણ યુક્ત પ્રભુએ વિહાર કર્યો. યુથાધિ- પતિ સમાન ભગવાન ગણયુક્ત વિચરતા અનુક્રમે શત્રુંજયગિરિ પર પધાર્યા. દેવોએ રાયણવૃક્ષ નીચે સમવસરણની રચના કરી ત્યાં સિંહાસન પર બેસી પ્રભુએ ધર્મ દેશના આપી. બાદ પુંડરીક ગણધરે દેશના આપી.

આ જ શત્રુંજય પર પાંચ ક્રોડ મુનિયુક્ત પુંડરીક ગણધર અણસણ કરી મુક્તિ પામ્યા. આ જ રાયણવૃક્ષ તળે પ્રભુ નવ્વાણું પૂર્વ વાર અત્રે પધાર્યા. ધર્મના અમૃત વહાવ્યા અનેક જીવોને તાર્યા. ઇન્દ્રની વિનંતીથી ભવ્ય જીવોના સમ્યગ્દર્શનને કાજે અને પ્રભુની સ્મૃતિ અમર રહે તે કાજે ભરત ચક્રવર્તીએ આ શત્રુંજય પર સુવર્ણનાં મંદિરો બંધાવ્યા અને તેમાં ભગવાન આદિદેવની મણિમય પ્રતિમા સ્થાપન કરાવી.

મહાપુરુષો સદાકાળ આ વિશ્વમાં રહેતા નથી. એમનું જીવન પૂર્ણ થતાં એમની વાણી અને એમની સ્મૃતિ એ જ પ્રેરણા આપે છે.

પ્રભુએ પણ ૮૪ લાખ વર્ષ પૂર્વનું દીર્ઘ આયુષ્ય પાળ્યું. તેઓ અંત સમયે અષ્ટાપદગિરિ પર પધાર્યા. છેલ્લી દેશના આપી. વ્રત-

રસિયાઓને વ્રતનાં દાન કર્યાં અને બાદ પ્રભુ ધ્યાનમાં બેઠા. ધર્મ શુક્લધ્યાન ધારાની શ્રેણિ ચડતાં અનુક્રમે પ્રભુએ છેલ્લો સૂક્ષ્મ કાયયોગ રૂંધ્યો...અને નિર્વાણ પામ્યા...મુક્તિ પામ્યા. પરમતેજ સ્વરૂપમાં વિલીન બન્યા.

એક મહા તેજ ચમંકાર થયો. ત્રણ ભુવનમાં ક્ષણભર અજવાળાં પથરાયાં અને દેવોનાં આસન ડોલ્યાં. એ સમયે માઘ માસની કૃષ્ણ ત્રયોદશી હતી. અભિજિત નક્ષત્રમાં ચંદ્ર હતો.

દેવો દોડતા આવ્યા. ભરતરાજાને સમાચાર મળતાં તે રૂદન કરતા દોડી આવ્યા; અને પ્રભુનાં વિરહ દુઃખથી નાના બાળકની જેમ ભરતરાજા રડી પડ્યા. એમને રડતા જોઇ ઇંદ્ર અને દેવો પણ રડવા લાગ્યા.

એ સમયે ધરતી અને આકાશ જાણે રૂદનમય બની ગયા. આખરે સ્વસ્થ બની ઈંદ્ર મહારાજે કહ્યું: "હે ભરતેશ્વર! પ્રભુ તો સમર્થ હતા. મહા નિર્વાણ પામ્યા અને કૃતાર્થ બન્યાં આત્મ-સામ્રાજ્યને પામ્યા. માટે એ પૂર્ણ આત્મા કાજે રડવાનું ન હોય. એ કાજે તો મહોત્સવ કરો."

છેવટે ભરતરાજા સ્વસ્થ બન્યા. સૌ શાંત થયા. પ્રભુના દેહને શિબીકામાં પધરાવી ચિતા પર મૂક્યો. અગ્નિકુમારદેવે પ્રભુનો દેહ પ્રજાળ્યો. વાયુકુમારે મદદ કરી. પ્રભુનાં અસ્થિ દાઢાદિક દેવો દેવ-ભવનમાં લઈ ગયા. ભરતેશ્વરે તે ચિતાના સ્થાન પર ભવ્ય રત્નપીઠ બંધાવી તેના ઉપર મનોરમ સુવર્ણ મંદિર કરાવ્યું. તેમાં પ્રભુની મણિમય પ્રતિમા પધરાવી.

ઈંદ્રની વિનંતીથી આ દુષમકાળમાં આ મંદિર અને મણિમય પ્રતિમા કોઈ તોડી ન નાખે તે કાજે, આખા પર્વતના એક એક યોજનના આઠ પગથિયાં કર્યાં; અને તેથી તે પર્વત અષ્ટાપદ નામે પ્રસિદ્ધ થયો.

પ્રથમ તીર્થંકરના પરિવારમાં તે સમયે (૧૮૫૬૫૦) એક લાખ પંચાશી હજાર છસો પચાસ સાધુ હતા. ત્રણ લાખ સાધ્વીગણ, સાડાત્રણ લાખ શ્રાવકગણ અને પાંચ લાખ ચોપન હજાર શ્રાવિકા ગણ (વ્રતધારી) હતા. તે સિવાયનો પરિવાર તો અસંખ્ય હતો.

એ દિવ્ય વિભૂતિની પાવનસ્મૃતિ આજે પણ શત્રુંજય પર વિદ્યમાન છે. તે સ્મૃતિ (બિંબ) અનેક જીવોને ધર્મપ્રેરણાનું દાન કરે છે. એ ધર્મદેશનાના અણુઓ આજે પણ લાખો યાત્રીઓને આકર્ષી રહ્યા છે. એ પર્વત પરનાં ગગનચૂમ્બિ મંદિરોમાંથી જાણે પડઘા ગાજે છે... "વામનમાંથી વિરાટ બનો. અણુમાંથી આસમાન બનો. આત્મામાંથી પરમાત્મા બનો, ભક્તમાંથી ભગવાન બનો."

એ યુગાન્તરના સંદેશનું દાન કરનાર યુગાદિદેવને વંદના. એમણે શત્રુંજયની વાટ કરી અને તે બાદ અનેક પુણ્યશાળી એમના પગલે સંચર્યા......પરિવર્યા.

હવે એનો ઇતિહાસ જોઇએ.



## પ્રકરણ ૩

# શત્રુંજયના ૧૬ ઉદ્ધાર—

## (તેમાં ચોથાઆરાના બાર ઉદ્ધાર)

### (૧) શ્રી ભરત ચક્રવર્તીનો ઉદ્ધાર

"આ અવસર્પિણી કાળમાં રે, કરે ભરત પ્રથમ ઉદ્ધાર;
બીજો ઉદ્ધાર પાટ આઠમે રે, દંડ વીરજ ભૂપાળ.
બહાલો વસે વિમલાચલે રે."

કોઈ સામ્રાજ્યની 'ગૌરવગાથા' સદૃશ આ શત્રુંજયની 'ગૌરવગાથા' છે. એ 'ગાથા' ને જ્ઞાનીઓએ જાળવી રાખી છે. અનેક ગ્રંથ એના અંગે છે. તેમાં "શત્રુંજય મહાત્મ્ય" ના આધારે આ ઉદ્ધારો છે. એમાં સ્પષ્ટ છે કે, આ ગિરિરાજ પ્રાયઃ શાશ્વત છે. પ્રાયઃ એટલે એનું માન વધે-ઘટે પણ સર્વથા લોપ ન થાય. આ ત્રીજા આરામાં ભગવાન ઋષભદેવથી એનો મહિમા-પ્રકાશ થયો છે. એમના પગલે અનેક વિચર્યા છે. અત્યારે જે શત્રુંજય દેખાય છે તે પૂર્વના દિવ્ય સામ્રાજ્યનો એક અંશ હોય તેમ લાગે છે. એ દિવ્ય સામ્રાજ્યના પ્રારંભ ... મધ્યાન્હ ... ભરત વગેરેનો ઇતિહાસ પણ ભાવિ પ્રજાને પ્રેરણાદાયક છે. તેથી ટુંકમાં નિહાળીએ.

ત્રીજે આરો, આ દિવ્ય સામ્રાજ્યનો પ્રારંભ છે. ભગવાન ઋષભદેવે અહીં પ્રથમ પગલાં ધર્યાં અને આ ગિરિરાજ તીર્થ સ્વરૂપ

બન્યો. બાદ અહીં પાંચ ક્રોડ મુનિવરો સાથે પુંડરીકસ્વામી મુક્તિ પામ્યા તેથી તેનો મહિમા વધ્યો.

૭ ખંડ પૃથ્વી સાધીને ભરતચક્રવર્તી અહીં પ્રથમ સંઘ લઈને આવ્યા. પ્રથમ સંઘપતિ બન્યા. એમની સાથે–ગણધરો–મુનિવરો–મહાધરો–માંડલિક રાજવીઓ–શ્રાવકોનો વિશાલ સમુદાય હતો. ચક્ર રત્ન માર્ગદર્શક હતો. ભરતરાજાએ ગિરિરાજના પ્રથમ દર્શન કર્યાં; અને સોના રૂપાના ફુલથી એમણે વધામણાં કર્યાં. પૂજન કર્યાં. વાર્ધકીરત્ને પડાવ નાંખ્યો. શ્રી નાભ ગણધરની સાથે ગિરિરાજનું આરોહણ કર્યું. ઇંદ્રની સાથે રાયણવૃક્ષની ત્રણ પ્રદક્ષિણા કરી. ઇંદ્રે ત્યાં પ્રભુની રત્નમય પાદુકા બનાવી. તે દાદાની પુનિત સ્મૃતિને ભરતરાજા નમ્યા. તે સમયે ઇંદ્રે તેમને વિનંતી કરી: "હે ભરતેશ્વર! અહીં પ્રભુની એવી ભવ્ય સ્મૃતિ બનાવો કે જે અમર બની જાય અને જેથી ભવ્ય જીવનો શ્રદ્ધાદીપ પણ અખંડ રહે."

આ ભાવ ભરતેશ્વરને ખૂબ ગમ્યો. એમણે તુરત વાર્ધકીરત્નને આદેશ આપ્યો: "૮૪ મંડપોથી મંડિત એક મહાન સુવર્ણ પ્રાસાદ બનાવો." વાર્ધકીરત્ને પોતાની શ્રેષ્ઠ શક્તિ કામે લગાડી... અને "ત્રૈલોક્ય વિભ્રમ" નામે સુવર્ણમય ભવ્ય પ્રાસાદ બનાવ્યો. એની ચારે દિશામાં મણિમય ૨૧–૨૧ મંડપ બનાવ્યા. એ મંડપના નામ પણ સ્થાપન કર્યા. પૂર્વમાં સિંહનાદ, પશ્ચિમમાં મેઘનાદ, ઉત્તરમાં શ્રી વિશાલ અને દક્ષિણમાં ભદ્રશાલ. એના પરની અદ્‌ભૂત કલા કોતરણી નિહાળી દેવો પણ આશ્ચર્યમાં ગરકાવ બન્યા. એ પ્રાસાદમાં ભગવાન ઋષભદેવની મણિરત્નની તેજસ્વી પ્રતિમા સ્થાપન કરી. દ્વારે દ્વારે સુવર્ણરત્નનાં તોરણો છે. મધ્યમાં રંગ–બેરંગી ઝુમ્મરો ઝુલતા કર્યા છે. ભગવાનની અડખે પડખે નમિવિનમિ ખડગધરીને ઉભા છે. બાજુમાં પુંડરીકસ્વામી વગેરેની સૌમ્ય પ્રતિમા વિરાજિત

છે. "ત્રૈલોક્ય વિભ્રમ"ની ચારે બાજુ અન્ય જિનેશ્વરોનાં મણિમય બિંબયુક્ત સુવર્ણનાં મંદિર શોભે છે. શાંતિનાથ પ્રમુખ તેવીશ તીર્થંકરો; તેમનાં વર્ણ પ્રમાણે-લાંછન યુક્ત-શાસન દેવ-દેવી યુક્ત આ સર્વ વાર્ધકીરત્ને તૈયાર કર્યાં. એ સિવાય નાભિરાજા, મરુદેવા માતા, સુનંદાદેવી, સુમંગલા દેવી, બ્રાહ્મી, સુંદરી દરેકની એકએકથી ચડે તેવી પ્રતિમા સ્થાપન કરી. એ સુવર્ણ પ્રાસાદોની પ્રતિષ્ઠા શ્રી નાભ ગણધરના હસ્તે થઈ. ઈંદ્ર મહારાજે પ્રતિષ્ઠામાં જોઈતી સર્વ સામગ્રી હાજર કરી.

ભરતરાજાનો હર્ષ માતો નથી. ઇંદ્રનો ઉત્સાહ અપૂર્વ છે. દેવગણ અને જનગણ આ સર્વ નવસર્જન નિહાળવા મશગૂલ છે. સંઘના યાત્રિકો તો મુગ્ધભાવે સર્વ જોતા-અનુમોદના કરતા-પૂજા કરતા. અને આ અલૌકિક સર્જનને વંદના કરતા હતા...

ભરતરાજા પણ પોતાના જન્મને સાર્થક માને છે. ઈંદ્ર અને દેવગણ આ નવસર્જનના સાક્ષી થવામાં પણ બડભાગી સમજે છે. શ્રી નાભ ગણધર અને સાધુગણ આ મંગલ ધર્મકાર્યની નિર્વિઘ્ને પૂર્ણાહુતિથી આનંદ પામ્યા છે. સમય થયે ઈંદ્ર વિદાય માંગે છે. ભરતરાજા ભેટી પડે છે. ઈંદ્ર ધન્યવાદ આપે છે. અને વિદાય સમયે પ્રભુશાસનનાં અધિષ્ઠાયક ગોમુખ યક્ષ અને અધિષ્ઠાત્રી તરીકે ચક્રેશ્વરી દેવીને તીર્થરક્ષા કાજે નિયુક્ત કરે છે.

એ મંગલ પ્રસંગની સ્મૃતિને આત્મસાત્ કરતા, અનેરા ભાવને ધારણ કરતા ઈંદ્ર અને દેવગણ તથા ભરતરાજા સપરિવાર વિદાય થયા.

બાદ આ તીર્થના પ્રથમ ઉધ્ધાર કરનાર શ્રી ચક્રવર્તી ભરતરાજા પણ અરિસાભુવનમાં કેવલજ્ઞાન પામી મુક્તિ મંદિરના વાસી બન્યા.

## (૨) શ્રી દંડવીર્ય રાજાનો દ્વિતીય ઉદ્ધાર

શ્રી ભરત ચક્રવર્તીના મોક્ષગમન બાદ ૭ ક્રોડ પૂર્વ પસાર થયા. ત્યારબાદ તેમના જ વંશમાં અયોધ્યાનગરમાં આઠમી પેઢીએ દંડવીર્ય નામે રાજા થયા.

એકદા ત્રિખંડ ભરતના અધિપતિ, ૧૬ હજાર રાજાથી સેવાતા તે રાજા દંડવીર્ય રાજસિંહાસન પર બેઠા હતા; અને ભગવાન ઋષભદેવની સ્તવના કરતા હતા તે સમયે સૌધર્મ ઇંદ્ર તેમના સત્વની પરીક્ષા કરવા શ્રાવકના રૂપે ત્યાં આવ્યા. સોનાની જનોઇથી, કૌશેય વસ્ત્રથી અને પીત્તવર્ણના ઉત્તરીયથી શોભતા એ શ્રાવક બનીને આવ્યા. પોતાના નિયમ મુજબ તે રાજાએ શ્રાવકને ભોજનની વિનંતી કરી, ઇન્દ્રે તે સ્વીકારી. તેઓ સેવક સાથે ભોજનખંડમાં ગયા અને દૈવીશક્તિથી ત્રણવાર સકલ રસોઈ સામગ્રી જમી ગયા. સેવકે જઈ રાજાને સર્વ વાત કરી. રાજા ત્યાં આવ્યા. રાજાએ હજારો મણ અન્નથી ફરી રસોઈ કરાવી. તે પણ ઇંદ્ર સ્વાહા કરી ગયા. અને ક્રોધ કરી ઇંદ્ર બોલ્યા: "બસ! રાજન્! આવો જ આડંબર કરે છે? એક શ્રાવકને પણ જમાડી શકતો નથી? તો પછી આવું સદાવ્રતનું બહાનું સસ્તી કીર્તિ માટે કરાવ્યું છે?"

રાજાએ ઘણો વિચાર કર્યો. આખરે બોલ્યો– "ભગવન્! આપ કોઈ દૈવીશક્તિ છો, માટે આપનું સ્વરૂપ પ્રગટ કરો; અને મારે લાયક કાર્ય ફરમાવો." ઇંદ્ર રાજાની પ્રજ્ઞાથી આનંદ પામ્યા. મૂલ તેજસ્વી સ્વરૂપ પ્રગટ કર્યું અને તેની ઋષભદેવ પ્રતિની ભક્તિની પ્રશંસા કરી કહ્યું: "રાજન્! ભરતરાજાએ બનાવેલા શત્રુંજય પરના મંદિરો કાળ પ્રભાવે જીર્ણ થયા છે. વસ્તુનો સ્વભાવ જીર્ણ થવાનો છે. ૭ ક્રોડ પૂર્વ પસાર થઈ ગયા છે; માટે હવે તે મંદિરોનો જીર્ણોધ્ધાર કર."

રાજાએ તે આજ્ઞા સહર્ષ સ્વીકારી, અને ઈંદ્રને નમન કરી સ્વાગત કર્યું. ઈન્દ્રે પણ રાજાને દિવ્ય ખડગ અને બાણ આપ્યું અને અદશ્ય થયા.

ત્યારબાદ દંડવીર્યરાજાએ શત્રુંજયનો સંઘ કાઢ્યો, અનેક મંડલિક રાજા વગેરે પરિવાર યુક્ત શત્રુંજય પ્રતિ ચાલ્યા. માર્ગમાં કાશ્મીર પાસે એક મિથ્યાદષ્ટિ વૈતાલે પોતાની શક્તિથી રાજાનો માર્ગ રૂંધવા એ પર્વત વિકુર્વ્યો. રાજાએ ઈંદ્રના આપેલા બાણથી તે વૈતાલનો પરાભવ કર્યો અને અનુક્રમે ગામેગામ મંદિરોની યાત્રા કરતા, ભગવાનની સ્તવના કરતા શત્રુંજય પર આવ્યા. અને ભાવપૂર્વક પ્રભુની પૂજા-અર્ચના કરી. બાદ જીર્ણ થયેલાં સકલ મંદિરોનો જીર્ણોધ્ધાર કર્યો...રાયણવૃક્ષને નમન કરતા હતા તે સમયે ઇંદ્ર ત્યાં આવ્યા અને તેમને ધન્યવાદ આપ્યા. બાદ સંઘપૂજા મહોત્સવ કર્યો. ત્યારબાદ તેઓ સંઘ લઈને ગિરનાર, આબુ, વૈભારગિરિ, અષ્ટાપદ, સમેતશિખરની યાત્રા કરી ત્યાં પણ જીર્ણોધ્ધાર કરાવ્યો.

તેઓ પણ અરિસાભુવનમાં કેવલજ્ઞાન પામ્યા. અર્ધપૂર્વ મુનિ પર્યાય પાળી સિધ્ધ અને મુક્ત બન્યા.

## (૩) શ્રી ઇશાન ઇંદ્રનો તૃતીય ઉદ્ધાર

શ્રી દંડવીર્ય રાજાના ઉધ્ધાર બાદ (૧૦૦) સો સાગરોપમ કાલ પસાર થઇ ગયો.

એકદા બીજા દેવલોકના ઈશાનેન્દ્રે મહાવિદેહક્ષેત્રમાં શ્રી તીર્થંકર પ્રભુ પાસે " શ્રી શત્રુંજયનો મહિમા " શ્રવણ કર્યો. અને શત્રુંજયનો જીર્ણોધ્ધાર કરવાનો ઉપદેશ આપ્યો. તે ઇશાનેંદ્ર શત્રુંજય પર આવ્યા. પ્રભુનું વિધિવત્ પૂજન કર્યું. રાયણવૃક્ષને ત્રણ પ્રદક્ષિણા દઈ વંદન કર્યું. અને કાલ પ્રભાવે જીર્ણ થયેલ પ્રાસાદો-પ્રતિમાઓનો સુંદર જીર્ણોધ્ધાર કર્યો.

## (૪) શ્રી માહેન્દ્ર ઈંદ્રનો ચતુર્થ ઉદ્ધાર

ઇશાન ઈંદ્રના ઉદ્ધાર બાદ એક ક્રોડ સાગરોપમ કાલ વ્યતીત થઈ ગયો તે બાદ કેટલાક સમકિતધારી દેવો શત્રુંજયની યાત્રાએ આવતા હતા. માર્ગમાં હસ્તિસેનનગરની અધિષ્ટાયક "સુહસ્તિ" નામે દેવી હતી. જે મિથ્યાદષ્ટિ હતી. તેનાથી આ દેવો શત્રુંજય પર જાય તે કેમ સહન થાય? તેથી તે દેવોને આંતર્યા. આ સુહસ્તિએ તાલધ્વજ વગેરેના ક્ષેત્રપાલોને વશ કરી શત્રુંજય તીર્થને છિન્નભિન્ન કરી નાખ્યું હતું. સમ્યગ્દષ્ટિ દેવોએ તે દેવીનો સામનો કર્યો. દેવી સુહસ્તિની માયા વધતી હતી. તે સમયે દેવોએ માહેન્દ્ર ઈંદ્રને સહાય માટે યાદ કર્યા. માહેન્દ્ર ત્યાં આવ્યા. તે દેવીએ એક હજાર શત્રુંજય વિકુર્વ્યા. ઇંદ્રે તે દેવીની માયા અવધિજ્ઞાનથી જાણી અને તેના પર મહાકોપ જવાળા મૂકી તે જવાળાથી બળતી તે દેવીએ જ્યારે ભગવાન આદિનાથનું શરણ લીધું ત્યારે ફરીવાર આવું નહિ કરવાનું વચન લઇ તેને મુક્ત કરી.

બાદ ૪થા દેવલોકના સ્વામી માહેન્દ્રે દેવોના પરિવાર યુક્ત શત્રુંજયની ભાવથી યાત્રા કરી. પ્રભુની અર્ચના કરી. મંદિરોના પ્રાસાદ જીર્ણ થયેલા જોઈ તેમ જ તે મિથ્યાદષ્ટિ સુહસ્તિ દેવીએ જે ઠેરઠેર ખંડિત કરેલા જોઈ તે પ્રાસાદોનો દૈવીશક્તિથી સુંદર જીર્ણોદ્ધાર કરાવ્યો.

## (૫) શ્રી બ્રહ્મેન્દ્રનો (પંચમ દેવલોકનો ઈંદ્ર) પંચમ ઉદ્ધાર

માહેન્દ્રના ઉધ્ધાર બાદ દશ કોડી સાગરોપમ કાલ પસાર થઇ ચૂકયો હતો.

તે બાદ સમ્યગ્દષ્ટિ દેવો ઐરવત ક્ષેત્રમાં જિનેશ્વર પ્રભુનો જન્મ-મહોત્સવ ઉજવવા ગયા. ત્યાંથી નંદીશ્વરદ્વીપની યાત્રાએ ગયા. ત્યાં

અષ્ટાન્હિકા મહોત્સવ કરી પ્રભુ ગુણ ગાતા વિમલગિરિની યાત્રાએ આવ્યા. ઋષભદેવ પ્રભુ આગળ અષ્ટાન્હિકા મહોત્સવ કર્યો. તે સમયે શત્રુંજયના મંદિરો જીર્ણ જોઇ તે વાત તેમણે પાંચમા દેવલોકના ઇંદ્ર બ્રહ્મેન્દ્રને કરી. બ્રહ્મેન્દ્રે પોતાની દિવ્યશકિતથી તે સર્વ પ્રાસાદોને સમરાવી જીર્ણોદ્ધાર કરાવ્યો.

## (૬) શ્રી ચમરેન્દ્રનો છઠ્ઠો ઉદ્ધાર

બ્રહ્મેન્દ્રના ઉદ્ધાર બાદ લાખ કોટી સાગરોપમ કાળ પસાર ગયો. ત્યારબાદ શ્રી ચમરેન્દ્ર સપરિવાર (ભવનપતિના દેવો યુક્ત) એકદા નંદીશ્વરની યાત્રાએ ગયા હતા. ત્યાં બે વિદ્યાધર મુનિઓ મળ્યા. તેમણે તે ઇંદ્રોને શત્રુંજયનો મહિમા કહ્યો. તે ચમરેન્દ્રે સપરિવાર શત્રુંજયની યાત્રા કરી. તે સમયે પ્રાસાદો જીર્ણ થયા જોઈ તેના જીર્ણોદ્ધાર કરાવ્યો... આ છએ ઉદ્ધાર ભગવાન ઋષભદેવના શાસન કાળમાં થયા છે.

## (૭) શ્રી સગરચક્રવર્તીનો સાતમો ઉદ્ધાર

" ચક્રીસગર ઉધ્ધાર તે સાતમો રે, આઠમો વ્યંતરેન્દ્રનો સાર;
તે અભિનંદન ચંદ્રપ્રભુ સમે રે, કરે ચંદ્રયશા ઉધ્ધાર.
વ્હાલો વસે વિમળાચલે રે. "

સગર ચક્રવર્તી ભગવાન અજિતનાથના સમયમાં થયા. તેમણે ૭ ખંડ ઉપર વિજય મેળવ્યો. તેમના જાન્હુ વિગેરે સાઠ હજાર પુત્રો હતા. એકદા તે અષ્ટાપદગિરિની યાત્રાએ ગયા. તે આદિનાથ પ્રભુની મણીમય પ્રતિમાના રક્ષણ કાજે ગિરિવર ફરતી ખાઇ કરવા લાગ્યા તે ખાઇ પાતાલ સુધી ખોદવાથી તેની રેતી–કાંકરા પાતાલના નાગદેવ અને તેના પરિવાર પર પાડવા લાગ્યા. નાગદેવે કહ્યું : " હે ચક્રીપુત્રો! હવે ખાઈ ન ખોદશો. આ પ્રતિમાનું આમ રક્ષણ ન

થાય." છતાં તે વર્યાં નહિ. અને અધિક્રમદ કરીને તેઓએ ભરત-ક્ષેત્રમાંથી ગંગાનો સમુદ્ર જેવો પ્રવાહ આ ખાઈમાં પ્રવાહિત કર્યો. નાગદેવ અને તેના પરિવાર પર એકદમ પાણી પડવા લાગ્યું. આથી તેને કોપ થયો અને ફણા ચડાવી તે ૬૦ હજારને કોપ જ્વાળાથી ભસ્મીભૂત કરી દીધા. આ જોઈ તે કુમારોનું સૈન્ય ભયભીત બન્યું. ચક્રીના ડરથી પાછું અયોધ્યા જવાનું હિંમત કરી શકતું નથી, તેથી તે આખું સૈન્ય મરવા તૈયાર થયું. એ સમયે આ સર્વ દૃશ્ય અવધિ જ્ઞાનથી ઇંદ્રે જાણ્યું અને તે સૈન્યને બચાવ્યું. અને તે ૬૦ હજારના નાશની વાત ચક્રીને કહેવાનું માથે લીધું. તે ઇંદ્ર બ્રાહ્મણના વેશે અયોધ્યા આવ્યા. એક મૃતક પુત્રને લઈ સગરચક્રી પાસે પોક મૂકી રડવા માંડ્યા. ચક્રી વૈરાગ્યવર્ધક ઉપદેશ આપે છે. "શરીર નાશવંત છે" એ સમયે ઇંદ્રે તેના હજાર પુત્રના નાશની વાત કરી.

ચક્રી દિગ્મૂઢ શા બની ગયા. અત્યંત્ય શોક કરવા લાગ્યા. તેમનો શોક દૂર કરવા ઇંદ્ર તેમને નગરીની બહાર ઉદ્યાનમાં પધારેલા અજીતનાથ પ્રભુ પાસે લઈ ગયા. પ્રભુએ વૈરાગ્યવર્ધક દેશના આપી ચક્રીનો શોક દૂર કર્યો અને શત્રુંજયનો મહિમા જણાવી તેનો ઉધ્ધાર કરવાનો ઉપદેશ કર્યો.

ચક્રવર્તી સાવધાન થયા. પોતાના પુત્ર ભગીરથને ગંગાના પ્રવાહનો રોધ કરવા નાગદેવને પ્રસન્ન કરવા માટે મોકલી પોતે ઘણા ઠાઠમાઠપૂર્વક શત્રુંજયનો વિશાલ સંઘ લઈને ચાલ્યા. આગળ કાકીણીરત્ન માર્ગદર્શક હતો. સૌધર્મેન્દ્રે આપેલ દિવ્ય પ્રતિમાના પૂજન કરતાં; અને માર્ગમાં મંદિરોની યાત્રા કરતાં મંડલિક રાજાઓ વગેરે યુક્ત તેઓ ધરતીને પદાક્રાન્ત કરતા હતા.

અનુક્રમે તેઓ શત્રુંજય પર આવ્યા. ચૌદ નદીઓનાં તીર્થજલથી આદિદેવનો જલાભિષેક કર્યો. પ્રભુની સ્તવના કરી. ગીતગાન અને

નૃત્ય કરી તેઓ રાયણવૃક્ષની ત્રણ પ્રદક્ષિણા કરે છે તે સમયે ભગીરથ પણ ગંગાને ભરતમાં પાછી વાળી નાગદેવને સંતુષ્ટ કરી ત્યાં આવ્યો. તે સમયે ઇંદ્ર પણ આવ્યા. ચક્રી બન્નેને ભાવથી ભેટ્યા. સુખશાતાદિ વાર્તાલાપ બાદ ઇંદ્ર મહારાજે પ્રભુની અમૂલ્ય મણીમય પ્રતિમા આગામી દુષમકાળમાં સચવાશે નહિ એના રક્ષણ માટે ઇશારો કર્યો.

તે સમયે ચક્રીએ વિચાર્યું: "મારા પુત્રો ગંગા લાવ્યા, તો હું તેથી અધિક કરૂં." એમ વિચારી સાગરનું સ્મરણ કર્યું. લવણ સમુદ્ર તરંગો ઉછાળતો, નગરોને તારાજ કરતો ત્યાં શત્રુંજયના પાદર સુધી આવી પહોંચ્યો. તે સમયે ઇન્દ્રે કહ્યું: "હે સગરરાજા! જેમ સૂર્ય વિના દિવસ, જલ વિના જગત્, પુત્ર વિના કુલ, જીવ વિના દેહ, દિપક વિના ગૃહની દશા થાય તેમ તીર્થ વિના આ વિશ્વ સકલ નિષ્ફળ છે. અષ્ટાપદનો માર્ગ તો રૂંધાઈ ગયો છે હવે આ એક વિશિષ્ટ તારક તીર્થ બચેલ છે. જો આ તીર્થ પણ રૂંધાઈ જશે તો ભવ્ય જીવો કયા આસંબને તરશે?"

તુરત સગરે નામ માત્ર સાગરને ત્યાં સ્થાપન કરી તે લવણ સમુદ્રને વિદાય આપી. પછી ઇંદ્રના કહ્યા પ્રમાણે તે પ્રભુની મણિમય પ્રતિમાઓને રક્ષાકાજે દેવતાધિષ્ઠિત એક ગુફામાં સ્થાપન કરી. અને તે પ્રતિમાના સ્થાને સુવર્ણની પ્રતિમા, અને સુવર્ણના મંદિરોને સ્થાને રૂપાના મંદિરો નવાં બનાવરાવ્યાં. જે ગુફામાં મણિમય પ્રતિમા હતી તેનાં પૂજન કાજે દેવો જતા હતા... તે વાત નવાણું પ્રકારી પૂજામાં કહી છે—

"સપ્તમોદ્ધારમેં ચક્રી સગર સુર ચિંતવી,
દુષમ કાળ વિચાર ગુફા મેં જા ઠવી...હાં હાં રે...
દેવ દેવી કરરોજ પૂજનકું આવતે,
પૂજકો દાઢ બનાય સાંયુ ગુણ ગાવ તે...હાં હાં રે...

અપ્સરા ઘુંઘટ ખોલ કે આગે નાચતે,
ગીતગાન ઓર તાન ખડા હરિ દેખતે...હાં હાં રે...

જિનગુણ અમૃત પાનસે સફળ ભઇ ઘડી,
ઠમ ઠમ ઠમકે પાઉં બલૈયા લૈયા લે ખડી...હાં હાં રે...

યા રીત ભક્તિ મગ્નસે સુર સેવા કરે,
સાન્નિધ્ય નર દર્શન (કે) ભવ ત્રીજે તરે...હાં હાં રે...

ત્યારબાદ ચક્રવર્તી અયોધ્યા પધાર્યા. અને અજીતનાથ પ્રભુ પાસે સંયમ લીધું. ૭૨ લાખ પૂર્વનું આયુષ્ય પાળી સમેતશિખર પર મુક્તિ પામ્યા...ઇતિ સપ્તમો ઉદ્ધાર.

## (૮) શ્રી વ્યંતરેન્દ્રનો ઉદ્ધાર

શ્રી અભિનંદનસ્વામી પૃથ્વી પર વિચરતા શત્રુંજયગિરિ પર પધાર્યા તે સમયે તેમણે ધર્મદેશના આપી. તેમાં આદિનાથ પ્રભુ અને શત્રુંજયનો મહિમા કહ્યો. તે શ્રવણ કરી વ્યંતર નિકાયના ઇંદ્રોએ શ્રી શત્રુંજયના જીર્ણ પ્રાસાદોને સમરાવી જીર્ણોદ્ધાર કરાવ્યો. ઇતિ અષ્ટમોદ્ધાર.

## (૯) શ્રી ચંદ્રયશા નૃપનો ન । ઉદ્ધાર

શ્રી ચંદ્રપ્રભસ્વામીનો શાસનકાળ હતો. શ્રી ચંદ્રપ્રભસ્વામી પૃથ્વીતલને પાવન કરતા શ્રી શત્રુંજયગિરિ પર પધાર્યા. એ સમયે ચંદ્રપ્રભાનગરીનો રાજવી શ્રી ચંદ્રશેખર પ્રભુના સમવસરણમાં આવ્યો. પ્રભુની અમૃતવાણી સાંભળી. ધર્મદેશનાનાં વૈરાગ્ય વારિથી તેનું હૃદય આર્દ્ર બન્યું. તેણે પોતાના પુત્ર 'ચંદ્રયશા' કુમારને રાજ્યસિંહાસન સોંપી પ્રભુ પાસે સંયમ લીધું. સંયમ લઈ કર્મને હઠાવતા, તપ-જપ-ધ્યાનને સાધતા પૃથ્વી પર વિચરવા લાગ્યા.

## પ્રભાસપાટણ તીર્થની ઉત્પત્તિ

સંયમના ભારને વહન કરતા ગીતાર્થ બનેલા રાજર્ષિ ચંદ્રશેખર એકદા ચંદ્રપ્રભાનગરીમાં પધાર્યા. ચંદ્રયશાનુપે પિતામુનિનું ભાવપૂર્વક સામૈયું કર્યું. રાજર્ષિએ ધર્મ દેશના આપી. તે ઉપદેશના પ્રભાવથી ચંદ્રયશાએ શ્રી ચંદ્રપ્રભસ્વામીનો ત્યાં સુંદર પ્રાસાદ કરાવ્યો. તે પ્રાસાદમાં ચંદ્રકાન્તમણિમય એવી ચંદ્રપ્રભુસ્વામીની મૂર્તિ સ્થાપન કરાવી

તે પ્રાસાદની બાજુમાં જ સોમયશા (આદિનાથ પ્રભુના પૌત્ર) એ કરાવેલ ગગનચૂમ્બિ પ્રાસાદ હતો. બન્ને પ્રાસાદો સમાન થયા. પોતાના ચંદ્રપ્રાસાદમાં ચંદ્રયશાએ ભક્તિવશ રાજર્ષિ ચંદ્રશેખરની પ્રતિમા પણ સ્થાપન કરાવી. બન્ને પ્રતિમા પર ચંદ્રનાં લાંછન કરાવ્યાં: અને રાજર્ષિના હસ્તે પ્રતિષ્ઠા કરાવી. (હાલ આ તીર્થ પ્રભાસપાટણ તીર્થ તરીકે પ્રસિદ્ધ છે.) તે સમયે દેવોએ આકાશવાણી કરી કે "હે ભવ્યો ! જે આ તીર્થનું ધ્યાન કરશે; અહીં તપ કરશે, મૃત્યુ પામશે તે ઉંચી ગતિ જ પ્રાપ્ત કરશે." અને આજે પણ આ પ્રભાસપાટણ તીર્થનો મહિમા અપૂર્વ છે.

## શત્રુંજયનો ઉદ્ધાર

રાજર્ષિ ચંદ્રશેખર શત્રુંજય ઉદ્ધારની પ્રેરણા કરી અન્યત્ર વિહાર કરી ગયા. ચંદ્રયશારાજાએ પણ સગરરાજાની માફક ઘણા ભાવપૂર્વક સંઘ સહિત શત્રુંજયનો સંઘ કાઢ્યો. માર્ગમાં અનેક મંદિરોના જીર્ણોદ્ધાર કરાવતા શત્રુંજય પર આવ્યા. જીર્ણ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો. ત્યારબાદ પુંડરીક, આબુ, રૈવત, બાહુબલી વગેરે શિખરોના પણ ઉદ્ધાર કરાવ્યા.

છેવટે ચંદ્રયશારાજાએ ગુરુ મહારાજ પાસે-મુક્તિની સખી-દીક્ષા લીધી. ૧ લાખ પૂર્વ સુધી દીક્ષા પાળી, અષ્ટકર્મનો ક્ષય કરી મુક્તિને વર્યા...ઇતિ નવમો ઉદ્ધાર.

(૧૦) ચક્રાયુધ (ચક્રધર) નૃપતિનો ઉદ્ધાર

આ ઉદ્ધાર શ્રી શાન્તિનાથ પ્રભુના શાસનકાળમાં થયેલ છે.

"નંદન શાંતિ જિણંદના રે, ચક્રાયુધ દશમ ઉદ્ધાર,
અગિયારમો રામચંદ્રનો રે, બારમો પાંડવનો ઉદ્ધાર.
—જ્ઞાલો વસે વિમલાચલે રે."

આ શાન્તિનાથ પ્રભુના શાસનકાળનો ઉદ્ધાર છે. શ્રી શાંતિનાથ પ્રભુ શત્રુંજય પર ચાતુર્માસ કરી હસ્તિનાપૂર આવ્યા. તેમના પુત્ર, ત્રણ ખંડના અધિપતિ ચક્રાયુધ નૃપતિ વંદન કરવા આવ્યા. પ્રભુએ ધર્મદેશના આપી: "હે ચક્રધર! શીલ, શત્રુંજય, સમતા, જિનાર્ચના, સંઘ, સંઘપતિનું પદ એ શિવલક્ષ્મીના જામીનરૂપ છે."

"પ્રભો! મને સંઘપતિનું પદ આપો." ચક્રધરે પ્રભુને વિનંતી કરી. પ્રભુએ તુરત દેવોએ લાવેલ વાસચૂર્ણનો તેના મસ્તક પર અભિષેક કર્યો. આશીર્વાદ આપ્યા.

બાદ શાંતિના સમુદ્ર શાંતિનાથ પ્રભુ વિહાર કરી ગયા. ચક્રધર રાજાએ શત્રુંજયની યાત્રા કાજે સંઘને નિમંત્રણ પાઠવ્યું. હસ્તિનાપુરમાં મુનિવરો, મંડાલેક રાજાઓ, યાત્રિકોનું નગર વસી ગયું. ચક્રધર ભૂપે મંગલમુહુર્તે સંઘ લઈ શત્રુંજય પ્રતિ પ્રયાણ શરૂ કર્યું. ઇંદ્ર મહારાજે દિવ્ય દેવાલય આપ્યું. કુલનારીઓએ મંગલ ગીતગાન કરી અક્ષતથી વધાવ્યા. અવિચ્છિન્ન પ્રયાણ કરતા ચક્રધર રાજા સંઘ-સપરિવાર યુક્ત સૌરાષ્ટ્રના સીમાડે આવ્યા.

એકદા દૈવી દેવાલયમાં પૂજન કરી તે મંડલિક રાજાઓ સાથે મંત્રણા કરતા હતા ત્યારે એક કલાપ્રિય નામે વિદ્યાધર તેજકિરણને પ્રસારતો ત્યાં આવ્યો અને ચક્રધર નૃપના સન્મુખ આવી વંદના કરી બોલ્યો: "હે રાજન્! આપ પરોપકારી છો. મને અન્ય વિદ્યાધર નૃપો પીડા કરી રહ્યા છે. મને સહાય કરો." તુરત પરોપકારી

એવા ચક્રધરનૃપ તે વિદ્યાધરના વિકુર્વેલા વિમાનમાં બેઠા. વિમાન બેટકનગર પહોંચ્યું. તે પ્રતાપી ચક્રધરની રક્તદષ્ટિ પડતાં જ શત્રુઓ નાસી ગયા. હર્ષ પામેલા કલાપ્રિયનૃપે પોતાની ભગિની ગુણાવલીનું લગ્ન ચક્રધર સાથે કર્યું. ત્રણે વિમાનમાં પાછા ફરી રહ્યા હતા. એમના સૌંદર્યને નિહાળતા ચક્રધરે પૃથ્વીપર એક સુંદર સરોવર જોયું. વિમાનને ત્યાં ઉતારવાની આજ્ઞા કરી. ત્યાં ઉતરી સરોવરની શોભા જોતા હતાં, ત્યાં એક શાપને લઈ વાનરી બનેલી શૃંગાર-સુંદરી નામે કન્યા હતી તેનો ઉધ્ધાર કર્યો. તે શૃંગારસુંદરીના વિદ્યાધર બંધુએ તે કન્યા ચક્રધર રાજા સાથે પરણાવી. ત્યાંથી ચક્રધર બન્ને નારી સાથે આગળ ગયા ત્યાં કેટલાક તાપસો કંદમૂલ ખાતા જોયા. તેને રાજાએ અનંતકાયત્યાગનો ઉપદેશ આપી શત્રુંજયની યાત્રા કાજે સાથે લીધાં. અનુક્રમે સર્વ સંઘના પડાવ પાસે આવ્યા અને અનુક્રમે શત્રુંજયની યાત્રા કરી. ચક્રધરનૃપે પ્રતિબોધ કરેલા તે તાપસો ગિરિરાજ પર અણુસણ કરી મુક્તિ પામ્યા. ઈંદ્રની વિનંતીથી તે ચક્રધર નૃપતિએ શત્રુંજયનાં જીર્ણ થયેલા મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો. તે સમયે ઈંદ્રે સ્તુતિ કરતાં કહ્યું : " હે રાજન્ ! તમે તો આ જીર્ણમંદિરોને દૃઢ કરી સંસારપિંજરને જીર્ણ કર્યું."

બાદ રાજા ચક્રાયુધ ધર્મચક્રને ગતિમાન કરી, આરતી-મંગળ-દીવો કરી. અષ્ટાહ્નિકા મહોત્સવ કરી સંઘ યુક્ત પ્રભાસપાટણ, ગિરનાર વગેરેની યાત્રા કરી હસ્તિનાપુર આવ્યા. ત્યાં સમાચાર પ્રાપ્ત થયા કે ભગવાન શાંતિનાથ વૈશાખ વદ ૧૩ના સમેતશિખર પર નિર્વાણ પામ્યા છે. ચક્રધર રાજા તુરત ત્યાં ગયા. પ્રભુના નિર્વાણ સ્થળે મણિમય પ્રાસાદ બંધાવ્યા.

બાદ વૈરાગ્ય પામી તેઓએ ગુરૂમહારાજ પાસે સંયમ લીધું. દશહજાર વર્ષ ખડગધારા સમાન દીર્ઘ ચારિત્રપર્યાય પાળી કેવલજ્ઞાન

પામી સમેતશિખર પર મુક્તિ પામ્યા... અનંતના પ્રવાસી બન્યા...
ઇતિ દશમો ઉધ્ધાર...

## (૧૧) શ્રી રામચંદ્રનો ઉદ્ધાર

શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનકાળમાં આ ઉધ્ધાર થયો. અયોધ્યાનગરીના રાજા દશરથપુત્ર રામચંદ્રજીનો જીવનવૃત્તાંત પ્રસિધ્ધ છે.

તેઓ જ્યારે રાવણ પર વિજય મેળવી અયોધ્યા પધાર્યા ત્યારે ભરતજીએ સ્વાગત કરી પુનઃ રામચંદ્રજીનો રાજ્યાભિષેક કરાવ્યો. એકદા ભરતજીએ દેશભૂષણ મુનિ પાસે પોતાનો પૂર્વભવ સાંભળ્યો. ભરતજીના હૃદયમાં વૈરાગ્યનાં ઝરણા વહેવા લાગ્યા. અને તેમણે સંયમ લીધું. બાદ તેઓ શત્રુંજય પર ૧ હજાર મુનિના પરિવાર યુક્ત પધાર્યા. સર્વેએ અણસણ કર્યું અને મુક્તિ પામ્યા.

એ સમાચાર રામચંદ્રજી અને લક્ષ્મણજીએ જાણ્યા. તેઓ પણ શત્રુંજયની યાત્રાએ આવ્યા. યાત્રા કર્યા બાદ મંદિરોને જીર્ણ જોઈ તે સર્વ મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો. યાત્રા પૂજાદિક કાર્ય પૂર્ણ કરી ભરત મુનિના નિર્વાણ સ્થળે પગલાં સ્થાપી અયોધ્યા આવ્યા.

સીતાજીએ દિવ્ય કરી પોતાનું શીલવ્રત નિષ્કલંક સાબીત કર્યું. બાદ તેમણે સંયમ લીધું અને તે સુંદર ચારિત્ર પાળી અચ્યુતેન્દ્ર થયા. હનુમાનજી સંયમ લઈ મુક્તિ પામ્યા. બંધુસ્નેહની પરીક્ષા કરવા કોઈ દેવે લક્ષ્મણજીને કહ્યું: "રામચંદ્ર મૃત્યુ પામ્યા છે." લક્ષ્મણજી તે સાંભળી આઘાતથી તુરત મૃત્યુ પામ્યા. લક્ષ્મણ વાસુદેવ હતા, રામચંદ્ર બળદેવ હતા. તે બાદ લક્ષ્મણનું મૃત્યુ સાંભળી રામના પુત્ર લવણ અંકુશે પણ વૈરાગ્ય પામી સંયમ લીધું. રામચંદ્રજીએ પણ શ્રી અનંગદેવને રાજ્ય સોંપી, શત્રુઘ્ન, સુગ્રીવ, વિભીષણ પ્રમુખ ૧૬ હજાર રાજાઓ સાથે સંયમ લીધું. કોટિશિલા

પાસે તે કેવલજ્ઞાન પામ્યા. શત્રુંજય પર વિચરી તેનો મહિમા વધાર્યો. અને ૧૫ હજાર વર્ષનું દીર્ઘ આયુષ્ય પાળી મુક્તિ પામ્યા. ઇતિ અગિયારનો ઉધ્ધાર.

## (૧૨) શ્રી પાંડવનો ઉદ્ધાર

ભગવાન નેમિનાથના શાસનકાળમાં આ ઉધ્ધાર થયો. પાંડુ રાજાના પાંચ પુત્ર પાંડવ કહેવાયા. તેમનું ચરિત્ર પ્રસિધ્ધ છે. તે પાંડવો મહાભારતના યુધ્ધમાં વિજય મેળવી માતા કુંતાનાં આશીર્વાદ લેવા આવ્યા. માતાને નમન કરી વિજય ગાથા કહી. તે સમયે સમ્યગ્દૃષ્ટિ કુંતામાતાએ કહ્યું : "હે પાંડવો ! આ વિજયમાં શું રાચો છો ? તમે તો ગોત્રધ્વંસ કર્યો છે. પાપ કર્યું છે." પાંડવો થરથરી ગયા. માતાએ કહ્યું : "હે પુત્રો ! હવે તમે શત્રુંજયની યાત્રા કરો. એ સિવાય બીજે ક્યાંય આ પાપ નિર્મૂલ નહિ બને." માતાની આજ્ઞા પામી પાંડવોએ તે પાપ ખપાવવા શત્રુંજયનો મહાન સંઘ કાઢ્યો. મંદિરો જે જીર્ણ થયા હતા તેને સમરાવી જીર્ણોધ્ધાર કરાવ્યો. માતાએ આશીર્વાદ આપ્યા.

### વિશેષ માહિતી

પાંડવો હસ્તિનાપુરનું સુંદર રાજ્યસંચાલન કરે છે. તે બાદ એકદા દ્વારિકાનું દહન અને શ્રીકૃષ્ણના મૃત્યુના સમાચાર પાંડવોને મળ્યા. તેઓ આ સાંભળી શોકમગ્ન બન્યા. તે સમયે નેમિનાથ ભગવાને મોકલેલ આચાર્ય ધર્મઘોષસૂરિજી ત્યાં પધાર્યા. તેમણે શોક દૂર કરવા ધર્મોપદેશ આપ્યો. તેમનો પૂર્વભવ કહ્યો: "હે પાંડવો ! તમો પૂર્વભવમાં પાંચ કૃષિકાર (ખેડુત) હતા. તમારા અનુક્રમે નામ (૧) સુરતિ (૨) શાંતનુ (૩) દેવ (૪) સુમતિ અને (૫) સુભદ્ર હતું. તમે ભદ્ર પરિણામી હતા. એકદા યશોધર મુનિ પાસે ધર્મદેશના

સાંભળી, વૈરાગ્ય પામી તમો પાંચેએ સંયમ લીધું. સંયમ લઈને તમો ભારે તપ કરવા લાગ્યા. તે તપના અનુક્રમે નામ (૧) કનકા-વલી (૨) રત્નાવલી (૩) મુક્તાવલી (૪) સિદ્ધનિકેતન અને (૫) આયંબિલ. આ તપ બાદ અણસણ કરી તમો અનુત્તર વિમાનમાં દેવ થયા. ત્યાંથી ચ્યવી પાંડુના પુત્ર પાંડવો થયા છો. સંયમ તપના પ્રભાવથી તમો આસવ સમૃધ્ધિ પામ્યા છો. હવે મુક્તિના કાજે સર્વ ઉદ્યમ કરો." તે સાંભળી પાંડવો વૈરાગ્ય પામ્યા. તેમણે પરિ-ક્ષિતને રાજ્યગાદી આપી અને આચાર્ય ધર્મઘોષસૂરિજી પાસે સંયમ લીધું. માતા કુંતાએ પણ સંયમ લીધું. દ્રૌપદી પણ સંયમ લઈ પાંચમા દેવલોકે ગયા. સંયમનો નિર્વાહ કરતા, પાંડવો સિધ્ધગિરિ પર આવ્યા. અહીં આવી અણુસણ કર્યું. અને ૨૦ ક્રોડ મુનિવરો સહિત મુક્તિ પામ્યા.

ચોથે આરે એ થયા, સવિ મોટા ઉધ્ધાર,
સૂક્ષ્મ ઉધ્ધાર વચ્ચે થયા, કહેતાં નાવે પાર.

ઇતિ ઉદ્ધાર સંપૂર્ણ.



## કેવી જ્ઞાન તમન્ના ?

યૌવનના દીર્ઘકાળ પર્યંતની રઝળપાટ બાદ રાજા કુમારપાળ ૫૧ વર્ષની ઉંમરે પાટણની ગાદીએ આવ્યા. રાજ્ય મળ્યા બાદ મોજશોખમાં ન પડ્યા. પણ ઉપકારીના ઉપકારોને સ્મરણ કરી પૂ. હેમચંદ્રસૂરિની નિશ્રામાં શાસન પ્રભાવના કરી. એટલું જ નહિ, તે સમયે તેઓ સંસ્કૃત ભણ્યા. વીતરાગ સ્તોત્રના વીશ પ્રકાશ ગણ્યા બાદ ભોજન લેતા કેવી જ્ઞાનતમન્ના ?

# દર્શન..... અમૃત

"સિદ્ધાચલ શિખરે દીવોરે, આદીશ્વર અલબેલો છે;
જાણે દરિશન અમૃત પીવોરે, આદીશ્વર અલબેલો છે."

—નવાણુ પ્રકારી પૂજા

જ્યાં બુદ્ધિનો કિનારો પૂર્ણ થાય ત્યાંથી શ્રદ્ધાનો પંથ શરૂ થાય છે.

વિશ્વમાં એવી અનેક વસ્તુ છે જેની અનુભૂતિ શ્રદ્ધાગમ્ય છે.....જૈન દર્શનમાં શ્રી શત્રુંજય માટે એવી હકીકત છે કે—આ ગિરિરાજ માત્ર શિલાનો સમુહ નથી, પણ એના પથ્થરે પથ્થરે મુક્ત થયેલા અનંત પ્રાણ છે. એના કાંકરે કાંકરે અનંત સિદ્ધોનાં વિધાન છે. ટુંકે ટુંકે શ્રદ્ધા, ભકિત અને સમર્પણના પુષ્પોથી ખીલેલા ઉદ્યાન છે. એ તીર્થનું અને રાજા આદિદેવનું આ ગ્રંથમાં એક મહાગાન છે.

જે યાત્રિક આ મહાગાનના ફુવારામાં સ્નાન કરે છે તેના પ્રાણમાં પણ મહાચેતનાના સિદ્ધરસ છલકાય છે. તેના અંતરમાં દેવની દિવ્યતાની અનુભૂતિ થાય છે. એથી ભાવિત હૃદય એક અમર સંદેશ આપે છે કે....

સકલ વિશ્વમાં અજોડ એવા શત્રુંજય પર વિરાજિત ભગવાન આદિદેવનું દર્શન—અમૃત એ જ સાચું પાન છે.

## દિવ્ય હસ્તિરાજ

એક ભક્તે પ્રભુને વિનંતી કરી :

" હે વિભો ! મારે ભમવા છે મુક્તિપુરીના રાજમાર્ગો. એ નિર્મલ રસ્તે ભ્રમણ કરતાં કરતાં આત્માના સહજાનંદને પ્રાપ્ત કરવો છે. એ પરમાનંદ માણવા માટે એક વાહનની જરૂર છે. "

જાણે પ્રભુએ તે પ્રાર્થના સાંભળી હોય તેમ એક દિવ્ય હસ્તિ મોકલ્યો. એનું નામ શત્રુંજય. એનો દૂરથી દેખાવ (વળા તરફથી) પણ સૂંઢને પ્રસારી વિસામો લેતા ધ્યાન પરમાણુમાં ઝુલતા હસ્તિ જેવો લાગે છે. એના પરનાં મંદિરો જાણે અંબાડી છે. એના પર પથરાયેલી વનરાજી જાણે એ હસ્તિપર નીલો ઓછાડ પાથર્યો છે. વચમાં શિલારૂપ રત્ન ગુંથણીઓ કરી છે.

ભક્ત આનંદ પામ્યો. કારણ કે આવા શણગારેલ હસ્તિના સહારે મુક્તિપુરીના રાજમાર્ગોમાં ફરવાની એને મઝા પડશે. એ તુરત જઈને તેની અંબાડીમાં બેઠો.

## દિવ્ય પ્રવહણ

વળી બીજા ભક્તે પ્રભુને પ્રાર્થના કરી :

" હે પ્રભો ! આ અપાર ભવસાગર આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ તરંગોથી ઉછળી રહ્યો છે. ચારે તરફ મોહનાં જલ મુંઝવી રહ્યા છે. મુક્તિનો કિનારો દૂર પડ્યો છે. કષાયાદિ મગરમચ્છો કોળીયો કરવા જ તલપી રહ્યા છે.

પ્રભો ! મારા નાથ ! મારે સુદૃઢ પ્રવહણની જરૂર છે.”

જાણે પ્રભુએ એની એકની નહિ અનેકની પ્રાર્થના સ્વિકારી. એક દિવ્ય પ્રવહણ મોકલ્યું.

એનું નામ શત્રુંજય....

કષાયાદિ શત્રુ.... મગરમચ્છો તો તેને જોઈ દૂર ભાગે છે. ત્રિવિધ તાપરૂપ તરંગો શાંત બની જાય છે. એ ભક્ત એ પ્રવહણ પર ચઢ્યો અને એના આત્માને સમાધિ મળી.

શત્રુંજયા નદી પરના બાંધેલ બંધ ઉપરથી નજર કરતાં આ ગિરિરાજનો આકાર ખરેખર પ્રવહણ સદૃશ લાગે છે. એના પરનાં મંદિરો જાણે એ પ્રવહણની ભવ્ય ધ્વજાઓ છે.

ભવોભવ આ દિવ્ય પ્રવહણ પ્રાપ્ત થાઓ.

## શાશ્વતદર્શન

હે ગિરિરાજ !

જ્ઞાની મુખે વિશ્વમાં તમારી પ્રસિદ્ધિ સાંભળી.

તમે ભવ્ય જીવોનાં નેત્રનું એક રસાંજન રૂપ છો. તમે જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ અલંકારોનું વિતરણ કરનાર ઝવેરી બજાર છો. તમે ભવરૂપ સાગરમાં દ્વીપરૂપ છો. આવું આવું શ્રવણ કરી કાને નેત્રને પ્રેરણા કરી, અને ....

તમને તલસતા અમારા નયનયુગલ તમારી સમીપ આવી રહ્યા છે. હે શત્રુંજય ! અમોને દર્શન દો .... શાશ્વત-દર્શન દો ....

# શત્રુંજય

હે શત્રુંજય !

તમે પૂર્વે અનંત જીવોનાં આંતરશત્રુઓનો જય કરવામાં સહાય કરી. એ હકિકતે એ શ્રદ્ધાથી હું પણ તમારી પાસે આવ્યો છું. મને પણ કામક્રોધાદિ શત્રુઓ પીડા કરી રહ્યા છે.

મારા આ શત્રુઓનો તમે જો જય કરી આપો તો સાચું માનું તમો ખરેખર શત્રુંજય છો..... આવું પ્રત્યક્ષ પ્રમાણ આપવામાં તમારૂં જાય છે શું ?

## સાધના મંદિર

કોઈ પરદેશીએ શત્રુંજયનાં મંદિરોની વિપુલતા નિહાળી અને તેના મુખમાંથી વચનો સરી પડ્યા.... "Citysion of Temple" ખરેખર મંદિરોનું જ આ નગર છે.

એ સમયે કોઈ આત્માના સાધકે કહ્યું....

આ ગિરિરાજના શાંત વાતાવરણમાં જે યોગ-મસ્તી આત્મામાં જામે છે તે અવર્ણનીય છે અને તેથી આ તો આત્માના સાધકનું એક સાધના-મંદિર છે.

## સફર સફળ

એક સાધુજને આદિદેવનાં દર્શન કાજે તલસતાં ભાવાવેશમાં ગાયું :

" પૂજાએ પ્રભુ રીઝવું રે, સાધું કાર્ય અનેક;
શ્રી શુભવીર હૃદયમાં વસો જો, અલબેલા ઘડી એક.
સુનંદાનો કંત નમો."

એ ભાવના જે ભવ્યાત્માને સ્પર્શી જાય અને એનું સ્વપ્ન સાકાર બને ત્યારે.... એની અણમોલ માનવભવની સફર સફળ બની જાય છે.

### લગ્નમંડપ

※ આ ગિરિ પર અસંખ્ય....અનંત આત્માએ મુક્તિવધુ સાથે પાણી ગ્રહણ કર્યું, તેથી આ ગિરિ શિવવધુ વરવા કાજે જાણે લગ્નમંડપ છે....

" ઋષભસેન જિન આદે અસંખ્યા;
તીર્થંકર મુક્તિ સુખ પાવે;
શિવવહુ વરવા મંડપ એ ગિરિ,
શ્રી શુભવીર વચન રસ ગાવે.
ગિરિવર દરિશન વિરલા પાવે."

—નવાણું પ્રકારી પૂજા

# આ તીર્થધામનાં અવનવા રૂપ

સાહિત્ય મંદિરની બારીમાંથી આ ગિરિવરનાં સુભગ દર્શન થાય છે, અને દિવસના ત્રણે કાળમાં એનાં અવનવાં રૂપ જણાય છે.

પ્રભાતનો બાલરવિ આ ગિરિરાજના ભાલપ્રદેશમાં પોતાનાં સુવર્ણ કિરણો ફેંકે છે ત્યારે લાગે છે–સુરલોકથી આવેલ કોઈ દેવદુત પીતાંબરને ધારણ કરતો સ્મિત વેરી રહ્યો ન હોય ! ગિરિ પર પથરાયેલા તરુવરો જાણે નીલમની ગુંથણી શા એ પીતાંબર પર શોભી રહ્યા છે !

પ્રભાતના સમયે બાલ, અબાલ, વૃદ્ધ. તપસ્વી અને સાધુ–સંતોનાં વૃન્દ, શ્રદ્ધાની માળા ધારણ કરતા ઉત્સુક નેત્રે આદિનાથ પ્રભુનાં દર્શને ઉપર ચડી રહ્યાં હોય છે. એ સમયે એમનાં ભાવભર્યાં નિર્દોષ વદનને સૂર્યદેવ અંજવાળી રહ્યો હોય છે. એ પ્રભાતની તાજગીભરી હવા યાત્રીઓનાં રંગબેરંગી વસ્ત્રોને ઝુલાવી રહ્યો હોય છે. એ રમ્ય દૃશ્ય જોઈ લાગે છે કે ભક્તજનરૂપી પતંગીયા ત્રણ ભુવનના નાથ આદિદેવરૂપી દિપકમાં સમર્પિત થવા દોડી રહ્યાં હોય !

મધ્યાન્હ સમયે યાત્રિકોની હાર જતી આવતી હોય છે. સૂર્યનો પ્રખર તાપ એમના મુખ પર પડે છે. પરસેવાના બિન્દુઓથી શરીર સ્નાનમય બની જાય છે. એ

સમયે જાણે યાત્રિકો કહેતાં ન હોય – 'રવિદેવ! તમે અમારી કાયાને તપ્ત ભલે કરો....અમારો આત્મા તો આ ગિરિરાજના શીતલ અણુથી શાંત બન્યો છે.'

એ ભાવનાને વંદન કરતો હોય તેમ રવિદેવ નમી જાય છે. સાયંકાળ થાય છે.

એ સમયે ગિરિરાજ જાણે સુવર્ણના જલમાં ઝબોળીને કોઈ દેવહસ્તિ તડકે મુકયો હોય તેવો લાગે છે....

એ સમયે તેનું કંચનગિરિ નામ સાર્થક લાગે છે.

એ ગિરિરાજના મોહકરૂપને નિરખતો ભાનુદેવ અસ્તાચલમાં જતાં જતાં એ પર્વતાકાશમાં અવનવા રંગોના સાથિયા પૂરતો જાય છે.

મેં વિચાર્યું : આ ત્રિકાલ બાહ્યરૂપમાં પણ ભોજનમાં સબરસની માફક ત્રિકાલતારક રૂપનાં અવનવાં દર્શન તો વિરલ યોગીઓને જ સાધ્ય છે.

: ✯ : :

## અલૌકિકતા

આ ગિરિરાજ પર મહાકવિની કલ્પના કે કુશલ ચિત્રકારની પીંછી પણ તાદશ ચિત્ર ન દોરી શકે તેવી અદ્ભુત અલૌકિકતા પથરાયેલી છે.

એની શીતલ મધુર આબોહવા માનવીના પ્રાણમાં એવી આત્મમસ્તી ભરી દે છે કે માનવ સંસારની દુર્ગંધને વિસરી ક્ષણભર એ અલૌકિક સૌરભમાં વિચરે છે.

## સૌભાગ્યશાળી

શત્રુંજય પર દિવ્ય પ્રભાવશાળી ભગવાન આદિનાથની પ્રતિમા છે. એ પ્રતિમાના નેત્રમાં જે અમિવર્ષણ છે, જે યોગમસ્તી છે, જે આકર્ષણ છે; એ અધ્યાત્મના કિરણમાં જો આત્મા એ ઘડી ખોવાઈ જાય તો ત્રિભુવનના વૈભવની પણ એ પરવા ન કરે. એના આત્મામાં જે ખુમારી પ્રગટે તેની આગળ સમગ્ર સંસારના આકર્ષણ પણ ઝાંખા બની જાય.....

જે આત્માને આ પ્રશમરસ નિમગ્ન દૃષ્ટિ યુગલનું મધુર સાન્નિધ્ય પ્રાપ્ત થયું એના જેવો **સૌભાગ્યશાળી આત્મા** આ જગતમાં બીજો કોઈ નથી એ કાજે તો દેવો માનવભવની ઝંખના કરે છે.

## મહાકાવ્ય

શ્રી શત્રુંજય તીર્થ એટલે ભગવાન ઋષભદેવની અલૌકિક પ્રતિભાનું મહાકાવ્ય. જેના પૃષ્ઠે પૃષ્ઠે અનેક સંતપુરુષોએ સુવર્ણાક્ષરે લખેલ સમ્યગ્દર્શન, ભક્તિ અને સમર્પણનો ઇતિહાસ છે.

જે ઇતિહાસનો એક અક્ષર પણ ભવ્યજીવના જન્મોજન્મના પાપપૂંજને પ્રજાળવા સમર્થ છે.

प्रकरण ४

# પંચમઆરાના બાકીના ૪ ઉદ્ધાર

## ૧૩મા ઉદ્ધારક શ્રી જાવડશા શ્રેષ્ઠિ

(૧૩) શ્રી જાવડશાનો ઉદ્ધાર

વિ. સં. ૧૦૮માં આ ઉદ્ધાર થયો.

"સંવત એક અડસંતરે રે જાવડશાનો ઉદ્ધાર
ઉદ્ધરજો મુજ સાહિબા રે નાવે ફરી સંસાર
હો જિનજી! ભક્તિ હૃદયમાં ધારજો રે
અંતર વૈરી વાળજો રે... તારજો દીનદયાળ..."

મહુવા (મધુમતી) નગરીમાં ભાવડ શ્રેષ્ઠિ વસતા હતા. તેમનાં ધર્મપત્નીનું નામ ભાવલાદેવી હતું. શેઠ ધર્મિષ્ઠ હતા. તેમનાં ધર્મપત્ની પણ ગુણીયલ હતાં. શેઠનું રાજદરબારે માન હતું. લક્ષ્મીની પણ કૃપા હતી.

...પણ એકદા ચંચલ લક્ષ્મીએ ચમત્કાર બતાવ્યો. લક્ષ્મી વિલીન બની છતાં શેઠે પોતાનું સત્વ સાચવી રાખ્યું. ધર્મને ભુલ્યા નહિ. ત્રિકાળ જિન પૂજા –સામાયિક –પ્રતિક્રમણ વિસર્યા નહિ. ધર્મના પ્રભાવે......એકદા—

ભાગ્ય આડેનું પાદડું ખસી ગયું...

એટલા મુનિ મહારાજ વહોરવા પધાર્યા. ભાવશું મોદક પડિલાભ્યા. ભાવલાદેવીએ જતા મુનિવરને પુછ્યું... " પ્રભો ! અમોને દ્રવ્ય ફરી મળશે કે નહિ ?"

મુનિ જ્ઞાની હતા. તેમણે કહ્યું : " આજે એક ઘોડી વેચાવા આવશે. તે ખરીદી લેજો ... એથી તમારી લક્ષ્મી પાછી ફળશે પુત્રરત્ન પણ પ્રાપ્ત થશે. તે પુત્ર શત્રુંજયનો ઉધ્ધાર કરશે " સિધ્ધ-વચન જાણી ભાવડે શુકન ગ્રંથિ બાંધી.

મુનિરાજ તો ગયા પણ ભાવડના ભાગ્યને ચમકાવતા ગયા... ભાવડ શેઠ બજારમાં ગયા. બજારમાં કામધેનુ સમાન શુકનવંતી ઘોડી ખરીદી લીધી. થોડા જ સમયમાં તે ઘોડીએ અશ્વકિશોરને જન્મ આપ્યો.

તે અશ્વ કિશોર તપનરાજાએ હજારોનાં મૂલ્ય આપી ખરીદી લીધો.

તે દ્રવ્યમાંથી બીજી ઘોડીઓનો ક્રયવિક્રય કરતાં ભાવડ શેઠ ઘણું કમાયા... ફરી લક્ષ્મીનાં ઘરમાં કુંમકુંમ પગલાં થયાં એક અશ્વરત્ન ભાવડે રાજા વિક્રમને ભેટ આપ્યો. વિક્રમરાજાએ ૧૨ ગામ ( મહુવા-યુક્ત ) ભેટ આપ્યાં. ભાવડશાએ મહુવામાં પ્રવેશ કર્યો તે જ દિવસે ભાવલાદેવીએ પુત્રરત્નને પ્રસવ આપ્યો. દેવકુમાર જેવા તે પુત્રનું નામ જાવડશા રાખ્યું.

બીજના ચંદ્રની જેમ તે પુત્ર વધી રહ્યો. શૈશવકાલથી જ પુત્રમાં ધર્મના સંસ્કાર રોપ્યા. જાવડશા અનુક્રમે યુવાન થયો. શૂરશ્રેષ્ઠિની રૂપવતી – ગુણવતી સુશીલા નામે કન્યા સાથે પરણાવ્યો... સમય જતાં ભાવડશા મૃત્યુ પામ્યા.. જાવડશાને શોક થયો. પિતાના શ્રેયાર્થે મહુવામાં જિનમંદિર તેણે બંધાવ્યાં. અને નગરીનો સકલ વહીવટ પોતાના હસ્તક કર્યો.

એવામાં મોગલોના હુમલા ભારત પર શરૂ થયા. એમાં મહુવા પર તે ત્રાટક્યા. જાવડશાને તેઓ બંદીવાન કરી પોતાનાં યવનનગર લઈ ગયા. ત્યાં જાવડશા બુદ્ધિબળથી પોતાની જાતને મુક્ત કરી ને બાદશાહના મુખ્ય સલાહકાર બની ગયા.

એકદા ભારતમાંથી કેટલાક મુનિઓ ત્યાં યવનદેશમાં આવ્યા. તેઓએ જાવડશા ને શત્રુંજયની જીર્ણતા, તથા કપર્દિ યક્ષે (મિથ્યા દૃષ્ટિ થયેલ તે) ૫૦ યોજન પર્યંત હાડ-ચામ શત્રુંજય પર નાખ્યાં છે. તે સર્વ દુર્દશાનો ખ્યાલ આપ્યો. શત્રુંજયના ઉદ્ધારની પ્રેરણા કરી.

જાવડશા જાગૃત થયા. તુરત પરિવાર યુક્ત ભારતમાં-મહુવામાં આવ્યા અને મુનિઓની આજ્ઞા પ્રમાણે ચક્રેશ્વરી દેવીનું ધ્યાન કર્યું.

એક માસના ઉપવાસ બાદ પ્રકાશપૂંજ વેરતા એવા ચક્રેશ્વરી દેવી પ્રગટ થયાં. અને બોલ્યાં "વત્સ! જાવડશા! ધન્ય છે. તારા સત્વને! તું તક્ષશિલા (ગિઝની) જા. ત્યાંના રાજા જગન્મલ્લ પાસેથી ધર્મચક્રના અગ્ર ભાગમાં રહેલ જિનબિંબને લઈ આવ એ બિંબ ઘણા ચમત્કારીક છે."

દેવી આદેશ આપી સહાયનું વચન આપી અદૃશ્ય થયાં. જાવડશા તક્ષશિલા ગયા. તે રાજા જગન્મલ્લને ભેટણું ધરી મિષ્ટ વાણીથી પ્રસન્ન કર્યા. અને ધર્મચક્રમાંથી ઋષભદેવ પ્રભુની તે દિવ્ય પ્રતિમા લઇ આવ્યા. માર્ગમાં મિથ્યાદૃષ્ટિ દેવોએ ઘણો ઉપદ્રવ કર્યો. પણ સત્વશાળી જાવડશાએ તે સર્વ વિઘ્ન દૂર કર્યા. આ બાજૂ બિંબ મહુવા આવ્યા. ત્યાં એ પ્રતિમાનાં શુભ પગલાંથી -જાવડશાનાં જે વહાણો' ચીનની (તથા સ્વર્ણદ્વીપની) સફરે ગયેલાં તે ઘણી કમાણી કરી પાછાં આવ્યાં. તે સમાચારની સાથે તે જ સમયે નગરીના ઉદ્યાનમાં મહાપ્રભાવક જ્ઞાનવંત આચાર્ય વજસ્વામીજી પધાર્યાના સમાચાર પણ આવ્યા. આ બન્ને સમાચાર શુભ ભાગ્યોદયના

કારાગૃહરૂપ બનેલી જાવડશા ત્યાં આવ્યા. તેમણે પ્રથમ શ્રી વજ્રસ્વામીજી પાસે જઈ વંદના કરી પોતાની મનેચ્છા જણાવી.

આચાર્ય ભગવાને તે ધર્મમનેચ્છાને અનુમોદન આપ્યું. આચાર્ય ભગવાને તુરત (નવા) કપર્દીયક્ષનું સ્મરણ કર્યું તે તુરત હાજર થયો. તે બોલ્યો " ભગવન્ ! શું કામ છે તે કહો ! આપ તો મારા ઉપકારી છો. એક સમય હું મોહ મદીરામાં ડુબેલ હતો. આપે મને ધર્મવચન કહી તે સર્વ વ્યસનથી મુક્ત કર્યો હતો. એ ઉપકાર હું સ્મરણ કરું છું. ધર્મ પમાયે હું આજે યક્ષરાજ બન્યો છું. છ હજાર યક્ષો મારી સેવામાં તૈયાર છે. "

આચાર્ય ભગવાને શત્રુંજયના જીર્ણોદ્ધાર કાજે તૈયાર થયેલ જાવડશા શેઠને સહાય કરવાનો આદેશ આપ્યો અને ત્યાં શત્રુંજય પર (જુના) મિથ્યાદ્રષ્ટિ કપર્દીને દૂર કરી-દુષ્ટ ઉપદ્રવોને દૂર કરવાનું તેણે માથે લીધું.

મંગલ મુહુર્તે જાવડશા સંઘ લઈને ચાલ્યા. સાથે વજ્રસ્વામીજી પ્રમુખ અનેક આચાર્યો તથા શ્રાવક-શ્રાવિકાઓ હતા. માર્ગમાં અધમ મિથ્યા દૃષ્ટિ દેવો જે વિધવિધ ઉપદ્રવ કરતા તે સર્વ શ્રી વજ્રસ્વામીજી અને ( નવો ) કપર્દી યક્ષ દૂર કરતા હતા.

જાવડશા પણ સાવધાન રહેતા હતા. નૂતનબિંબને જરાય આંચ ન આવે તે માટે પોતે જ તેની પાસે રાતદિન ચોકી કરતા હતા.

જિનગુણ ગાતો પ્રયાણ કરતો સંઘ અનુક્રમે શત્રુંજય પહોંચ્યો. તે પ્રતિમાજીને પુષ્પથી શણગારેલા રથમાં પધરાવી શત્રુંજય પર ચડાવ્યા. પણ પ્રભાતકાલ થતાં જુએ છે તો રથ સહિત તે પ્રતિમા પાછા તલાટીમાં છે. ઉપરના અધમ દેવો આમ કરતા હતા. આમ ૨૧ વાર ઉપર ચડાવ્યા, ૨૧ વાર નીચે તેઓએ મુકી દીધા. ધર્મ અને અધર્મની-પ્રકાશ અને અંધકારની જાણે લડાઈ ચાલી.

છેવટે પૂ. વજસ્વામીજીએ કહ્યા પ્રમાણે રથને ઉપર ચડાવ્યા બાદ જાવડશા શ્રેષ્ઠિ અને તેમના ધર્મપત્ની સુશીલાદેવી રાત્રે રથના ચક્ર પાસે સુઈ ગયા. (નવો) કપર્દી યક્ષ અને શાસનદેવી ચક્રેશ્વરીએ ચોકી શરૂ કરી.....રાત્રીએ અધમ યક્ષ સાથે (નવા) કપર્દીને ઘમસાણ યુદ્ધ ખેલવું પડ્યું આખરે ભયંકર અવાજ કરતો તે (જુનો) કપર્દી અને બીજા દુષ્ટ દેવો હારીને નાસી ગયા: અને તે (જુનો) કપર્દી પ્રભાસપાટણ તીર્થમાં (નવા નામે) ત્યાં રહ્યો.

હવે ધર્મનું સુવર્ણપ્રભાત ખીલ્યું. સર્વ વિઘ્ન દૂર થયા. આકાશ મંગલમય બન્યું. જાવડશાએ શત્રુંજય પર જુના દેવોએ ફેંકેલા હાડ-ચામ દૂર કરાવી આખા પર્વતને દૂધથી ધોવરાવ્યો. અત્તર આદિ સુગંધી પદાર્થનો છંટકાવ કર્યો. અને સકલ પ્રતિષ્ઠાની સામગ્રી ઉપર ચડાવી. શ્રી સંઘ અને શ્રી વજસ્વામી પ્રમુખ આચાર્યો ગિરિરાજ પર ચડ્યા, જય જયકારના મધુર નાદપૂર્વક, મંત્રોચ્ચારપૂર્વક નૂતન શ્રી જિનબિંબની મંગલ ચોઘડીયે પ્રતિષ્ઠા થઈ.

શ્રીસંઘનો હર્ષ માતો નથી. જાવડશા શ્રેષ્ઠિ અને સુશીલાદેવી પ્રભુની પ્રતિષ્ઠા બાદ ધ્વજદંડ કરવા શિખર પર ચડ્યા. ધ્વજદંડ ચડાવ્યા બાદ પોતાની જાતને ધન્ય માનતા પ્રભુની ભાવપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા.

પ્રભુનાં ધ્યાનમાં એવાં અને મગ્ન બની ગયા કે સર્વ ભાન ભૂલી ગયા... અને એજ સમયે સ્વર્ગવાસી બન્યા. ચ્યા દેવલોકમાં ગયા... દેવોએ તેમના શરીરને ક્ષીર સમુદ્રમાં પધરાવ્યું.

માતાપિતાના વિરહથી જાવડશાના પુત્ર જાજનાગને ઘણો ખેદ થયો... તે સમયે શ્રીવજસ્વામીજીએ ત્યા ચક્રેશ્વરીદેવીએ તે પુત્રને સમજાવ્યો. "હે ભાગ્યવંત! તારા માતાપિતા જેવા પુણ્યશાળી જગતમાં કોઈ નથી. ખરેખર એ તો ચ્યા દેવલોકમાં દેવ બન્યા. ધન્ય

છે. તેમની ભક્તિને. આવું અમર મૃત્યુ કોઈ ભાગ્યશાળીને સાંપડે. વત્સ ! શોક દૂર કર... મહોત્સવને પૂર્ણ કર..." આજ્ઞાએ. શોકને ખંખેર્યો.. જિનગુણ ગાતો એણે પણ સર્વ મહોત્સવ પૂર્ણ કર્યો. બાદ સકલ સંઘને ગિરનાર આબુની યાત્રા કરાવી... માનવભવનો લહાવો લીધો... ઇતિ ત્રયોદશોધ્ધાર..

## *(૧૪) શ્રી વાહડ મંત્રીનો ઉદ્ધાર

"બાહડ મંત્રીએ તેરમો રે... તીર્થે કર્યો ઉધ્ધાર
બાર તેરોતર વર્ષમાં રે... વંશ શ્રીમાળી સાર...હો જિનજી"

વિક્રમના તેરમી શતાબ્દીની આ વાત છે. એ સમયે ગુજરાતમાં પરમાર્હત્ રાજા કુમારપાળનો શાસનકાળ હતો. એમનો તેજસ્વી સૂર્ય મધ્યાન્હે તપતો હતો.

સૌરાષ્ટ્રમાં સમરસિંહરાજાને જીતવા રાજા કુમારપાળે મહામંત્રી ઉદયનને મોકલ્યા. મંત્રીશ્વર લશ્કર લઇ સૌરાષ્ટ્ર આવ્યા. માર્ગમાં શત્રુંજય આવતો જોઈ યાત્રાની ભાવના જાગી. લશ્કરને આગળ મોકલી પોતે ગિરિરાજની યાત્રાએ આવ્યા. દાદાના મંદિરમાં તેઓ પ્રભુની ભાવથી સ્તુતિ કરતા હતા તે સમયે એક ઉંદર દિપકમાંથી દિવેટ લઇને દોડવા લાગ્યો. મહામંત્રીએ વિચાર્યું: "અહો ! આ સળગતી દિવેટ જો મંદિરના કાષ્ટકામ પર પડે તો સમગ્રમંદિરનો નાશ થાય." એ સમયે એમણે સંકલ્પ કર્યો. "વળીતાં શત્રુંજયનાં સમગ્ર મંદિર હું આરસ પાષાણનાં બનાવરાવીશ."

---

*શ્રી મેરુતુંગસૂરિ રચિત "પ્રબંધ ચિંતામણિ"ના આધારે ૧૪મો 'બાહડ'નો ઉધ્ધાર.

૧૪ મો ઉધ્ધાર શ્રી શિલાદિત્ય રાજાનો છે. એમ "શત્રુંજય મહાત્મ્યમાં" ઉલ્લેખ છે. પરંતુ વ્યાપક પ્રસિધ્ધ અને નવ્વાણું પૂજામાં "વાહડમંત્રી" ૧૪મા ઉધ્ધારક છે.

પૂજા વિગેરે કરી તે યુદ્ધભૂમિમાં પહોંચ્યા. રાજા સમરસિંહનો વીરતાપૂર્વક સામનો કરી પરાજ્ય કર્યો. વિજય તો મળ્યો પણ મહામંત્રીનું સમગ્ર શરીર શસ્ત્રના ઘાથી જર્જરીત બન્યું. મૃત્યુ નજીક આવ્યું...

'આ તો 'ગઢ આયા પર સિંહ ગયા.' જેવો ન્યાય થયો. મહામંત્રીનાં પ્રાણ જતા નથી તે સમયે તેમની છેલ્લી ઈચ્છા પુત્ર વાહડે પૂછી, મંત્રીશ્વરે કહ્યું :

"વાહડ! મારા હૃદયની ચાર ભાવના બાકી છે તે તું પૂર્ણ કરજે." (૧) શત્રુંજય પર આરસનાં મંદિર કરવાં. (૨) નાના પુત્ર અંબડને સેનાપતી કરવો. (૩) ગિરનાર પર પગથિયાં કરવાં. (૪) અને આરાધના કરાવનાર સદ્ગુરૂનો મેળાપ થાય."

ઉપરોક્ત ભાવના પૂર્ણ કરવાની વાહડે પ્રતિજ્ઞા કરી. ચોથી પૂર્ણ કરવા કોઈ મુનિરાજની વાહડે શોધ કરાવી. એટલામાં કોઈ સાધુનો યોગ મળ્યો નહિ. એ સમયે વાહડે એક નાટકકાર (ભાટ)ને સાધુનો વેશ પહેરાવી મંત્રીશ્વર પાસે લાવ્યા તે નાટકકારે (ભાટે) અસલ સાધુના ચરિત્ર મુજબ મંત્રીશ્વરને ધર્મોપદેશ ચાર શરણુ વિગેરે સંભળાવ્યાં. અંત સમયે ધર્મ શ્રવણ અને ધર્મ સ્મરણ કરતાં ઉદયન મંત્રી સ્વર્ગે ગયા. તેમના દેહની વિધિપૂર્વક અત્યેંષ્ટ ક્રિયા કરી.

બાદ નાટકકાર સાધુને ઉદયન મંત્રીની ધર્મભાવના સ્પર્શી ગઈ. તેના મનમાં થયું. "આ વેશને મંત્રી જેવા પણ નમે છે તેજ માર્ગ મારે પણ ઉત્તમ છે." અને તેણે તે વેશ દૂર ન કર્યો. શુદ્ધ સાધુપણું પાળી તે ગિરનાર પણ દેવલોક પામ્યો.

બાદ કુમારપાળ રાજાની અનુજ્ઞા લઈ વાહડ—મંત્રીએ અંબડને સેનાપતિ બનાવ્યો. ગિરનાર તીર્થ પર લાખોના ખર્ચે પગથિયાં બનાવરાવ્યાં. અને શત્રુંજય તીર્થનો જીર્ણોદ્ધાર કરાવવા માટે સંઘ

લઇને ચાલ્યા. હૃદયમાં પિતૃભક્તિ હતી. તીર્થભક્તિ હતી. અનુક્રમે મંદિરોની યાત્રા કરતા પાલીતાણા આવ્યા. તલેટીએ મુકામ કર્યો.

"વાહડમંત્રી પધાર્યા છે. શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરાવે છે." આ સમાચાર વાયુવેગે ચોતરફ પ્રસરી ગયા. એ સમયે મોટા મોટા શ્રીમંતો પોતાની લક્ષ્મીને સાર્થક કરવા મંત્રીશ્વર પાસે આવીને રકમ નોંધાવવા લાગ્યા. "આપણું ધન તીર્થક્ષેત્રમાં સદ્‌પાત્રમાં પુણ્યયોગે જ વપરાય!" એમ વિચારતા શ્રેષ્ઠિઓ મંત્રીશ્વરના ચોપડે ધન નોંધાવી રહ્યા છે...સકલ સંઘ અનુમોદના કરી રહ્યો છે...એ સમયે ઘીની ફેરી કરતો ભીમો કુંડલીયો તેને પણ ભાવના જાગી. પોતાની પાસે મુડી માયામાં ૭ દ્રમ હતા (૭ પૈસા લગભગ) તે લઇ તે ત્યાં આવ્યો. તે સમયે તેના દરિદ્ર દિદાર જોઇ ચોકીદાર તેને દૂર ધકેલે છે. તે ફરી ફરી ત્યાં આવવા યત્ન કરે છે એ દૃશ્ય વાહડમંત્રીએ જોયું. સમભાવી મંત્રીશ્વર તુરત પોતે ઉભા થયા. ભીમાને માન આપી પોતાની ગાદી પર બેસાડયો. અને પ્રેમથી પૂછ્યું: "ભાગ્યશાળી! તમારે શું કામ છે, બોલો?" મંત્રીની સૌજન્યતાથી પ્લાવિત તે ભીમાએ સંકોચપૂર્વક કહ્યું: "મંત્રીશ્વર! આ ૭ દ્રમ મારે પણ ગિરિરાજના ઉદ્ધારમાં આપવાના છે." આટલી જ મારી પાસે મુડી છે, કૃપાળુ! મારી આ વિનંતી સ્વીકારો."

એની અપૂર્વ ભાવના નિહાળી મંત્રીશ્વરના નેત્રમાં ઝળઝળીયાં આવી ગયાં. અહો તીર્થભક્તિ!

હું તો મારી મુડીનો એક અંશ તીર્થમાં આપું છું ત્યારે આ ગરીબ શ્રાવક પોતાનું સર્વસ્વ તીર્થના ચરણે ધરે છે. ધન્ય છે તેને." મંત્રીએ તુરત તે ૭ દ્રમ લીધા અને તેનું નામ ચોપડામાં સર્વ શ્રીમંતોમાં પ્રથમ લખ્યું અને તેને માન આપી વિદાય કર્યો

ઉગ્ર પુણ્ય તુરત ફળે છે.

ભીમો ઘરે આવ્યો. તેની ગાય શીંગડા મારી પૃથ્વી ખોદવા લાગી. ભીમાને ત્યાં ખોદતાં ૧૦ હજાર સોનામહોરના બે ચરૂ મળ્યા તે ચરૂ લઈ ભીમો મંત્રીશ્વર પાસે ગયો અને આ ધન તીર્થ કાજે વાપરવા વિનંતી કરી. મંત્રીશ્વરે તેની ભાવનાની અનુમોદના કરી અને કહ્યું: "ભીમા ! હવે ટીપ પૂર્ણ થઇ છે. એ ધનની તું વ્યવસ્થા કરજે. સન્માર્ગે વાપરજે."

ત્યાર બાદ વાહડમંત્રીએ શત્રુંજયની યાત્રા કરી અને કારીગરોને બોલાવી આરસનાં મંદિરો કરવાનો આદેશ આપ્યો. બે વર્ષે તે કાર્ય પૂર્ણ થયું. તે સમાચાર લાવનારને મંત્રીએ ૩૨ સુવર્ણની જીભ ભેટ આપી. બે વર્ષ બાદ દિવાલમાં ચિરાડના સમાચાર એક શ્રાવકે આપ્યા તેને મંત્રીએ ૬૪ સોનાની જીભ ભેટ આપી. કહ્યું: "સારૂં થયું તેં આ સમાચાર આપ્યા. મારી હૈયાતીમાં આ કાર્ય ફરી થશે." ત્યાર બાદ શિલ્પીને આનુ કારણ પૂછ્યું. તેણે કહ્યું: "મંત્રીશ્વરજી ! મંદિરની આજુબાજુ ભમતી છે. તેથી પવન પેસી જાય છે. અને ચિરાડ પડે છે. જો ભમતી ન રાખીએ તો શિલ્પ શાસ્ત્રના નિયમ મુજબ મંદિર કરાવનારને સંતાન ન થાય."

મંત્રીએ કહ્યું: "ભમતી વિનાનાં મંદિર કરાવો. મારે ધર્મ ચિંતા એ જ સંતાન છે." એ મંદિરોનો ફરી વાર જીર્ણોધ્ધાર કરાવ્યો.

આમ વાહડમંત્રીએ પિતાની ભાવના પૂર્ણ કરી અને આચાર્ય ભગવાન હેમચંદ્રાચાર્યને બોલાવી (વિ. સં. ૧૨૧૩માં પ્રભાવક ચરિત્રના આધારે કે જે 'પ્રબંધ ચિંતામણિમાં વિ. સં. ૧૨૧૧ છે) તે જીર્ણોધ્ધાર કરેલ મંદિરોની પ્રતિષ્ઠા કરાવી આમ ૧ કરોડ ૬૦ લાખ રૂ. ખર્ચ કર્યો.

"પ્રષ્ટિ લક્ષયુતા કોટિ-વ્યયિતા યત્ર મંદિરે ।
સશ્રી વાગ્ભટ દેવોઽત્ર-વર્ણ્યતે વિબુધૈઃ કથમ્ ॥"
—પ્રબંધ ચિંતામણિ."

## (૧૫) સમરાશા ઓસવાલનો ઉધ્ધાર

"સંવત તેર ઇકોતરે રે - સમરોશા ઓશવાળ
ન્યાય દ્રવ્ય વિધિ શુધ્ધતા રે-પન્નરમો ઉધ્ધાર હો જિનજી."

પ્રસિધ્ધ એવા પાટણ શહેરમાં ઓશવાળજ્ઞાતિના દેશળશા નામે શ્રેષ્ટિ હતા. તેમનાં ધર્મપત્નીનું નામ ભોલીદેવી હતું. તેમને દેવકુમાર જેવા ચાર પુત્રો હતા.

(૧) સહજપાલ (૨) સાહણદેવ (૩) સમરસિંહ (સમરાશા) વગેરે ...આ બધામાં વિશેષાધિક તેજસ્વી અને ચતુર સમરસિંહ (સમરાશા) હતા. સહજપાલ દેવગિરિ અને સાહણ ખંભાતમાં વેપાર કરતા હતા. પાટણમાં સમરાશા એ વેપારી કુનેહ અને બુદ્ધિબળથી પાટણના સુબા અલપખાન અને દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીન સાથે મોઠો સંબંધ બાંધ્યો હતો અને વેપાર તથા કીર્તિ બન્નેમાં યશ મેળવ્યો હતો.

એવામાં વિ. સં. ૧૩૬૯નો દુઃખદ અંધાધુંધીનો કાળ આવ્યો. અલ્લાઉદ્દીનના સરદારોએ ધર્મઝનુનથી શત્રુંજયનો પણ ધ્વંસ કર્યો. મૂળનાયક પ્રતિમાનું મસ્તક ઉડાવી દીધું. ચોતરફ આ સમાચારથી ભારતભરના જૈનસંઘના હૃદય પર કારી ઘા થયો. કેટલાક બેભાન થઈ ગયા. કેટલાકે અન્ન જળ છોડ્યાં. પાટણમાં આ સમાચાર દેશળશા અને સમરાશાને મળ્યા. બન્ને પણ ખિન્ન થઈ ગયા.

સમરાશા પ્રતાપી હતા. તે તુરત દિલ્હી પહોંચ્યા અને સમગ્ર હકિકત અલ્લાઉદ્દીનને કહી—કહ્યું: "હે શાહ! આ રીતે મૂર્તિઓ તોડવાથી ધર્મનો ધ્વંસ થતો નથી. ધર્મ તો અમારા આત્મામાં

રમે છે. તેનો કોઈકાળે કોઈ ઉચ્છેદ કરી શકતા નથી પણ આ રીતના ધર્મઝનુનથી તમારી કીર્તિ ઘટે છે." આવા વચન સાંભળી શાહ ક્ષણભર શરમિંદો બન્યો. તેણે શત્રુંજયનો ફરી ઉધ્ધાર કરવા માટે સુબા અલપખાનને ફરમાન લખી આપ્યું.

સમરાશા પાટણ આવ્યા. ફરમાન અલપખાનને આપ્યું. તેમણે પણ સાંત્વન આપી સમરાશાનું બહુમાન કરવા પોતાના તરફથી પાઘડી, ખેસ અને પાવડી ભેટ આપ્યાં અને કહ્યું: "તમે શત્રુંજયનો ફરી જીર્ણોધ્ધાર કરાવો મે તમને સહાય કરીશું." આ ફરમાન લઇ સમરાશા ગુરૂ મહારાજ પાસે આવ્યા. ગુરૂમહારાજે ધન્યવાદ આપ્યા...કહ્યું: "સમરાશા! આ કપરા સમયે ધર્મઝનુની બાદશાહોની પાસેથી ધર્માનુકુલ ફરમાનો મેળવવા સહજ નથી. એ કાર્ય તમે સુંદર કર્યું છે. હવે ઉધ્ધારની તૈયારી કરો." સમરાશાએ ઉત્સાહથી જ્યાં સુધી શત્રુંજયનો જીર્ણોધ્ધાર ન કરૂં ત્યાંસુધી પાંચ નિયમો લીધા. "(૧) બ્રહ્મચર્ય પાળવું. (૨) નિત્ય એકાસણું કરવું. (૩) ભૂમિસંથારો કરવો. (૪) દરરોજ પાંચ વિગઇનો ત્યાગ અને (૫) સ્નાન આદિ શૃંગારનો ત્યાગ."

ખરેખર જગતમાં ત્યાગ વિનાં સિદ્ધિ નથી. સમરાશાએ હવે કાર્યસિધ્ધિ માટેનાં ચક્રો ગતિમાન કર્યાં. 'કપરા સમયમાં' સચવાય નહિં' એ દૃષ્ટિએ વસ્તુપાલવાળી શિલા બહાર કાઢવાની ગુરૂદેવે ના કહી. સમરાશા પ્રભુની પ્રતિમાને કાજે શિલા લેવા ત્રિસંગમપુર ગયા. ત્યાંના શિવભક્ત રાજા મહીપાલને ભેટણું ધરીને મિષ્ટવાણીથી પ્રસન્ન કર્યો. રાજા મહીપાલે અનુજ્ઞા આપી. "હે શ્રેષ્ઠિ! તમારે જે પસંદ આવે તે આરસ લઇ જાવ."

સમરાશા આરસની ખાણ પાસે ગયા. કારીગરો પાસે જે જે શિલા કઢાવે તે તે કિંચિત્ ખંડિત નીકળે. આખરે તેમણે અઠ્ઠમ

તપ કર્યો. શાશનદેવી પ્રત્યક્ષ થયા. ખાણમાંથી જે શિલા નિકળી તે સ્ફટિક સદૃશ સુંદર હતી. તે શિલા કાઢનાર કારીગરને સમરશાએ સોનાનું કડું-રેશમી વસ્ત્રો ભેટ આપ્યાં. વીશ બળદ જોડેલા ગાડામાં તે શિલા પધરાવી તે પાલીતાણા પ્રતિ ચાલ્યા.

અવિરત પ્રયાણ કરતાં વચમાં કુમારસેના નામે ગામ આવ્યું. ત્યાં તે ગાડું ચાલતું નથી. શાસનદેવીએ સ્વપ્નમાં કહ્યું: "સમર! અહીં બાજુમાં ઝંઝા નામે ગામ છે. તેની અધિષ્ઠાત્રી ઝંઝાદેવી છે. તેનું પૂજન કરી ત્યાં એક ગાડું બે બળદયુક્ત પડ્યું છે. તેમાં આ શિલા પધરાવી લઈ જા" સમરાશાએ પ્રભાતે તે પ્રમાણે કર્યું. ગાડું વાયુ વેગે ચાલે છે. ગામે ગામ શિલાનાં પૂજન થાય છે અને અનુક્રમે પાલીતાણા આવે છે. ૮૪ માણસો તે શિલાને શત્રુંજય પર ચડાવે છે.

ત્યાર બાદ ઉત્તમ કારીગરોને તેની પ્રતિમા ઘડવાનું કામ સોંપ્યું. ગુરૂદેવે મોકલેલ શિલ્પશાસ્ત્રના જાણકાર મુનિવર્યશ્રી બાલચંદ્રમુનિ ખડે પગે તેનું ધ્યાન રાખે છે. એક બાજુ પ્રતિમા ઘડાય છે, બીજી તરફ મંદિરોનાં સમારકામ ચાલે છે. અને એક સુવર્ણપ્રભાતે સમરશાને સમાચાર સાંપડયા: "જીર્ણોધ્ધાર અને પ્રતિમા ઘડતર પૂર્ણ થયા છે." તે સમાચાર લાવનારને પ્રસન્નતાથી સમરાશાએ સુવર્ણની જીભ અને કડાં ભેટ આપ્યાં. ગુરૂ મહારાજ પાસે જઈ પ્રતિષ્ઠાનું મંગલ મુહુર્ત કઢાવ્યું. સં. ૧૩૭૧ના મહા સુ. ૧૪ ને સોમવાર-પુષ્ય નક્ષત્રનો દિવસ આવ્યો.

બાદ સમરાશાએ વિશાલ સંઘયુક્ત વિશાલ આચાર્યાદિ પરિવાર યુક્ત પોષ સુદમાં પ્રયાણ કર્યું. તે સંઘની રક્ષા કાજે અલપખાને પોતાના ચોકીદારો મોકલ્યા. તે સંઘમાં ૫૦૦ તો આચાર્ય ભગવંતો હતા: દરેક ગચ્છનાં મુખ્ય આચાર્યનાં નામ પણ ઉપલબ્ધ

થાય છે. સૌથી આગળ બ્રહત્ તપાગચ્છના આચાર્ય શ્રી સિધ્ધસેન-સૂરીશ્વરજી યુથાધિપતિ સમાન ચાલતા હતા. તે પછી તપગચ્છ નાયક શ્રી રત્નાકરસૂરિજી, શ્રી દેવસુરગચ્છના પદ્માચાર્યસૂરિજી, ખંડેરક ગચ્છના શ્રી સુમતિચંદ્રાચાર્ય, ભાવડા ગચ્છના શ્રી વીરસૂરિજી, થિરાપદ્રગચ્છના શ્રી સર્વદેવસુરિજી, બ્રહ્માણગચ્છના શ્રી જગત્ચંદ્રસૂરિજી, નિવૃત્તિગચ્છના શ્રી આમ્રદેવસરિજી, નાણકગચ્છના શ્રી સિધ્ધસેનાચાર્ય, બ્રહતગચ્છના શ્રી ધર્મઘોષસૂરિજી, નાગેન્દ્રગચ્છના શ્રી પ્રભાનંદસૂરિજી તથા શ્રી વિનયચંદ્રાચાર્ય, શ્રી હેમચંદ્રાચાર્ય પરંપરાના શ્રીવજ્રસેનાચાર્ય. આ સિવાય ઉપાધ્યાયો-પદસ્થો મુનિવરો-સાધ્વીગણ તથા વિપુલ શ્રાવક-શ્રાવિકાગણ તો અપરિમિત હતો.

પ્રભુના ગુણગાન ગાતો શ્રીસંઘ અનુક્રમે પાટણથી શેરીસા, અમદાવાદ, સરખેજ, ધોળકા વગેરે ભૂમિ પદાક્રાંત કરતો તે શત્રુંજય આવ્યો.

ગિરિરાજનાં સુભગદર્શન થતાં સંઘે સોનારૂપાના ફુલડે તેને વધાવ્યો. બધા ઉપર આવ્યા. સમરાશાને નૂતન પ્રતિમા અને જીર્ણોધ્ધાર જોઇ આનંદનો પાર ન રહ્યો. જેમ કોઇ બાગવાન સિંચન કરી કરમાતા વૃક્ષને નવ પલ્લવિત કરે કેવો હર્ષ પામે? તેવો હર્ષ સમરાશાને થયો. ગિરિરાજ પર અષ્ટાહ્નિકા મહોત્સવ કર્યો. નૂતન કપર્દીયક્ષનું, શાસનદેવી ચક્રેશ્વરીનું તથા અંગારશા પીરનું યથેચ્છપૂજન કરી રેશમી વસ્ત્ર ચઢાવ્યા.

સંઘ ૨૧ દિવસ રોકાયો. મંગલ મુહુર્તે આચાર્ય ભગવાનોના (હસ્તે) મંત્રોચ્ચારપૂર્વક નૂતન પ્રતિમાની પ્રતિષ્ઠા વિધિ થઈ. સમરાશાએ પ્રતિષ્ઠા બાદ એક હજાર ગવૈયા-ભાટચારણો વગેરેને છુટા હાથે દાન આપ્યું. મુનિવરોનું પણ યોગ્ય બહુમાન કર્યું. આ ઉધ્ધારમાં તે શ્રેષ્ઠિએ ૨૭ લાખ-૭૦ હજાર દ્રવ્ય વાપર્યું.

જ્યારે સંઘ પાટણ પાછો ફર્યો ત્યારે તે શ્રેષ્ઠિએ સમગ્ર પાટણનું સ્વામીવાત્સલ્ય કર્યું.

બાદ સં. ૧૩૭૫માં પોતાના ગુરૂવર્ય શ્રી સિધ્ધસેનસૂરિજી અને સાત સંઘપતિ તથા બે હજાર યાત્રીયુક્ત સર્વ તીર્થનો યાત્રા સંઘ કાઢયો. તેમાં ૧૧ લાખ દ્રમ વાપર્યું. માર્ગમાં મોગલોએ પકડેલ દાસોને છોડાવ્યા.

ત્યાર બાદ દિલ્હીની ગાદીએ ગ્યાસુદીન આવ્યો. તે સમયે સમરાશાએ દક્ષિણનાં તોફાન શમાવ્યાં. તેની કદરરૂપે ગ્યાસુદીને સમરાશાને તેલંગનો સુબો બનાવ્યો. સમરાશાએ સત્તા હાથમાં આવતાં જ ૧૧ લાખ નિરપરાધી તુર્કોને છોડી મુક્યા. વેપારમાં વેપારીઓને લાભ થાય તેવા કાયદા કરાવ્યા. પાંડુદેશના રાજા વીરવલ્લભને મુક્ત કરાવ્યો. અને પોતાના રાજ્યમાં સ્થળે સ્થળે જિનમંદિરો કરાવ્યાં. આમ અનેક શાસનપ્રભાવનાનાં કાર્યો કરી સમરાશા સ્વર્ગે ગયા. "ફુલ જાય ફોરમ રહી જાય." એ ન્યાયે એમના ધર્મકાર્યોની સૌરભ આજે પણ જૈનશાસનમાં અખંડ છે.

## માંડવગઢના પેથડશા

માંડવગઢનાં રાણા જયસિંહના મંત્રી પેથડશા હતા. પૂ. આ. ધર્મઘોષસૂરિજીના ઉપદેશથી સં. ૧૩૨૦માં શત્રુંજયનો સંઘ કાઢયો અને ગિરિરાજ પર "સિધ્ધકોટાકોટી" નામે મંદિર બંધાવેલ. માંડવગઢમાં "શત્રુંજયાવતાર" નામે મંદિર ૧૮ લાખના ખર્ચે બંધાવેલ. પૂ. ગુરૂદેવ પાસે ભગવતી સૂત્ર વંચાવ્યું તેમાં "ગોયમ" શબ્દે સોના મહોરનું પૂજન કરેલ. ગુરૂદેવના સૂત્રો લખાવી ભરુચ જ્ઞાનભંડારમાં મુકાવ્યા. તેમણે કુલ ૪૫ મંદિરો બંધાવ્યા હતા.

## વસ્તુપાળ અને તેજપાળ

વિક્રમની બારમી શતાબ્દી એટલે " મારે તેની તલવાર " તેવો કાળ. પાટણ ભાંગી, પછી બાદ ધોળકામાં વસ્તુપાળ અને તેજપાળ એ બન્ને વણિક મંત્રીઓએ ત્યાં બળ જમાવ્યું. મુસ્લિમોના હુમલાઓને મારી હઠાવ્યા. એકવાર તો વિશાળ મુસ્લિમ સૈન્યને આબુની ખીણની વચમાં છાપો મારી હઠાવેલ.

બુધ્ધિશાળી હોવાથી દિલ્હી સાથે સારો સંબંધ બાંધવા બાદશાહની માતા કુસીદા બેગમ જે મક્કા હજ કરવા જતાં હતાં તેમને પ્રથમ બીજાઓ પાસે લુંટાવી પોતે તેમને છોડાવી, સારૂં સ્વાગત કરી મક્કા હજ કરાવી. એ બાદશાહની માતાએ બાદશાહને વસ્તુપાલ મંત્રીઓની વાત કરી અને તે સમયે બાદશાહે તે બંધુ બેલડી સાથે સારો સંબંધ બાંધી દીધો.

તે વસ્તુપાલ બંધુઓએ આબુ ઉપર બેનમુન દેલવાડાના મંદિર બંધાવ્યાં. ત્યારબાદ શત્રુંજયનો મહાન સંઘ કાઢયો. એ સંઘમાં વિશાળ પરિવાર હતો. જ્યાં સંઘ મુકામ કરતો ત્યાં એક મોટું નગર વસી જતું. તે સંઘમાં ૪૫૦૦ ગાડાં, ૭૦૦ પાલખી, ૧૮૦૦ ઉંટ, ૨૯૦૦ શ્રીકરણ ( મહેતા ), ૧૨૧૦૦ શ્વેતાંબરો, ૧૧૦૦ દિગંબરો ૪૫૦ ગાંધર્વ ( નાટકકારો ) અને ૩૩૦૦ ભાટ, ચારણો વગેરે બહોળી રિયાસત હતી. વસ્તુપાળે શત્રુંજય પર શ્રી નેમિનાથ, પાર્શ્વનાથ, ઇંદ્રમંડપ વગેરે મંદિરો બંધાવ્યા. હાલ નવા આદિનાથનું મંદિર છે તે વસ્તુપાળનું બંધાવેલ છે. તેજપાળે નંદીશ્વર દ્વીપ વગેરેનાં મંદિર બંધાવ્યા. મંદિરોમાં કુલ ૪૪ ક્રોડ ૬૧ લાખ દ્રવ્યનો વ્યય કર્યો. આબુ અને શત્રુંજય મંદિરોની પ્રતિષ્ઠા અનુક્રમે સં. ૧૨૮૮ અને સં. ૧૨૮૭માં કરાવી. લલિતસાગર તળાવ પણ વસ્તુપાળે પોતાની સ્ત્રીના નામે બંધાવ્યું.

## શ્રી રત્નાકરસૂરિજી

જે શ્રી રત્નાકરસૂરિજીએ સમરાશાને શત્રુંજયના ઉદ્ધાર માટે પ્રેરણા કરી તે સૂરિજીને પરિગ્રહ (રત્નની માળા) છોડાવનાર "રું" નામે શ્રાવક હતા. તેને જે પ્રશ્ન પુછેલ તે શ્લોક—

"દોયસય મૂલ–જાલં પુવ્વરિસિ વિવજ્જિયં જઈવંતં ।
અત્થં વહસિ અણુત્થં કીસં અણુત્થં તવં ચરસિ ॥"

જે ધન સેંકડો દોષના મૂળ–જાળ સ્વરૂપ છે, અનર્થનું કારણ છે એવું અર્થ તું રાખે છે તો શા માટે તપ વગેરેનું આચરણ વૃથા કરે છે?"

એ જ સૂરિજી આખરે બોધ પામ્યા, એટલું જ નહિ; જૈન શાસનના પરમ પ્રભાવક બન્યા.

**પરમાણુવાદ—**

શત્રુંજય પર જે મુક્તિ પામ્યા તેના ચરણકમલ–કાયા–વાણી વર્ગણા–મનોવર્ગણા વગેરેના શુભ પુદ્ગલ સ્કંધો આ તીર્થમાં ભારોભાર વેરાયા. તે મહાત્માના શ્વાસોશ્વાસ રોમરોમમાં ઉચ્ચ પરમાણુ જે પ્રસર્યા હતા તે અદ્યાપિ આત્માને અસર કરે છે.

**શ્રી શાન્તિનાથ પ્રભુની સાથે—**

જ્યારે ૧૭૦ તીર્થંકર વિચરતા હતા ત્યારે અજીતનાથ શાંતિનાથ પ્રભુએ અત્રે સિદ્ધગિરિ પર ચાતુર્માસ કરેલ અને તે સમયે પ્રભુ સાથે (૧,૫૨,૫૫,૭,૭૭) મુનિ મુક્તિ પામ્યા.

"લખ બાવનને એક કોડી રે, પંચાવન સહસને જોડી રે,
સાતસેં સિત્યોતેર સાધુ રે, પ્રભુ શાંતિ ચોમાસું કીધું રે.
—આદીશ્વર અલબેલો છે."

# કેટલીક જાણવા જેવી બાબતો

(૧) શ્રી શત્રુંજય પર રાજા શ્રેણિકે પણ મંદિરો બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે.

(૨) રાજા સંપ્રતિએ ભરાવેલ જિનબિંબો શત્રુંજય પર વિપુલ પ્રમાણમાં છે. જેમાં મુખ્ય શ્રી શાન્તિનાથ પ્રભુના મંદિરનાં મૂલનાયક તેમના હસ્તકના છે. તે સિવાય શ્રી મરુદેવા શિખર પર 'હાથી પર બેઠેલ મરુદેવા'ની મૂર્તિ (ચૌમુખજીનું શિખર તે મરુદેવા શિખર ગણાય છે)-વગેરે છે.

(૩) શ્રી સિદ્ધસેનદિવાકર સૂરિજીએ વિક્રમરાજાને પ્રતિબોધ કરેલ. (મહાકાલ મંદિરનો પ્રસંગ પ્રસિદ્ધ છે.) આ પાર્શ્વ પ્રતિમા પ્રગટ થયા બાદ જિનશ્રદ્ધા સંપન્ન રાજા વિક્રમે વિશાલ એવો શત્રુંજયનો સંઘ કાઢયો હતો.

(૪) શ્રી પાદલિપ્તસૂરિ કાલધર્મ પામી બીજા દેવલોકે ઇંદ્ર (સામાનિક) થયાનો ઉલ્લેખ મળેલ છે.

(૫) વિ. સં. ૪૭૭મા વર્ષે ૧૪મા ઉદ્ધારક તરીકે 'શ્રી શત્રુંજય મહાત્મ્ય'માં રાજા શિલાદિત્યનો ઉલ્લેખ છે, ત્યારે નવાણું પ્રકારી પૂજામાં ૧૪મા ઉદ્ધારક વાહડ મંત્રીનો ઉલ્લેખ છે. આમાં વિદ્વાનોએ પ્રકાશ કરવો ઉચિત છે

(૬) જાવડશાએ અજિતનાથ પ્રાસાદ સમીપ ભવ્ય સરોવર બનાવ્યું છે.

# શ્રી બપ્પભટ્ટીસૂરિજી અને આમરાજા

પ્રભાવિક આચાર્ય શ્રી સિદ્ધસેનસૂરિજી બીલડાંચા પાર્શ્વનાં દર્શન કરી ... વનમાંથી પસાર થતા હતા, ત્યાં એક આમ્રવૃક્ષની ડાળી પર બાંધેલ ઝોળીમાં એક રાજવંશી તેજસ્વી બાળક જોયો. તે કનોજના રાજા યશોવર્માની સુયશારાણીનો કુમાર હતો. અન્ય રાણીના કાવતરાથી તે સુયશારાણીને વનમાં જવું પડેલ અને ત્યાં આ આમકુમારનો જન્મ થયેલ. આચાર્યે તે કુમાર અને રાણીને સંઘશ્રાવક મારફત મોઢેરા ગામે લાવીને સારી વ્યવસ્થા કરાવી. તે બાદ યશોવર્માએ રાણી અને બાળકને બોલાવી લીધા. શ્રી સિદ્ધસેન-સૂરિએ બપ્પક્ષત્રીય અને તેની સ્ત્રી ભટ્ટીનો પુત્ર સુરપાળને જોયો. તેજસ્વી જાણી માંગણી કરી. તેઓએ તે પુત્ર આચાર્યને સોંપ્યો. તેનું નામ બપ્પભટ્ટીમુનિ રાખ્યું. તે બાદ ઘણા વર્ષો વહી ગયા...

એકદા આમકુમાર રીસાઇને બપ્પભટ્ટીસૂરિ પાસે આવ્યો. તેમણે આમકુમારમાં ધર્મનાં ઉચ્ચ સંસ્કારો રોપ્યા. બાદ સમય જતાં આમકુમારને કનોજનું રાજ્ય મળ્યું. તેણે પોતાના ગુરૂ બપ્પભટ્ટી-સૂરિજીને રાજગુરૂ બનાવ્યા. જૈનધર્મની પ્રભાવના કરી. જ્યારે બપ્પભટ્ટી મુનિને તેમના ગુરૂ આચાર્યપદવી આપતા હતા ત્યારે તેમના કપાળની રેખા જોઇ. શ્રી સિદ્ધસેનસૂરિએ વિચાર્યું: ' આ આચાર્ય રાજાઓને પ્રતિબોધ કરનારા થશે. પણ કદાચ રાજવંશી ખાન-પાનમાં પડી તો નહિ જાય ?" તે ગુરૂનો મનોભાવ જાણી બપ્પ-ભટ્ટીસૂરિએ યાવજ્જીવ છવિગયનો ત્યાગ કર્યો. (૭ વિગઇ એટલે ઘી–દૂધ–દહીં–ગોળ–ખાંડ–તેલ.) તે બાદ શ્રી બપ્પભટ્ટીસૂરિ જૈન શાસનના મહાપ્રભાવિક બન્યા. તેમના ઉપદેશથી આમરાજાએ શત્રુંજયનો મહાન સંઘ કાઢયો; અને અનેક ધાર્મિક કાર્યો કર્યાં.

## શત્રુંજય–પાપપ્રણાશક

મયૂરસર્પસિંહાદ્યા હિંસ્રા અપ્યત્ર પર્વતે ।
સિદ્ધાઃ સિધ્યન્તિ સેત્સ્યન્તિ પ્રાણિનો જિનદર્શનાત્ ॥ ૧
બાલ્યેઽપિ યૌવને વાર્ધ્યે તિર્યગ્ જાતૌ ચ યત્કૃતમ્ ।
તત્પાપં વિલયં યાતિ સિદ્ધાદ્રેઃ સ્પર્શનાદપિ ॥ ૨

—મયૂર, સર્પ અને સિંહ આદિ હિંસક પ્રાણીઓ પણ આ પર્વત પર જિનેશ્વરના દર્શનથી સિદ્ધિને પ્રાપ્ત કરે છે.

—બચપણમાં, યુવાનીમાં કે વૃદ્ધાવસ્થામાં કે તિર્યંચ યોનિમાં જે પાપ કર્યા હોય તે આ ગિરિવરની સ્પર્શનાથી–દર્શનથી નાશ પામે છે.

**દૃષ્ટાંત**:–સુશર્મા નામે બ્રાહ્મણ હતો. એક દિવસ તે સાંજ સુધી ભિક્ષા માટે રખડયો. ભિક્ષા લીધા વિના તે ઘેર પાછો ફર્યો. તેને ખાલી હાથે આવતો જોઇ તેની સ્ત્રી તેને મુશલ મારવા દોડી. તે બ્રાહ્મણે ક્રોધથી તેની સ્ત્રીને મારી નાખી. તે વારે તેનો પુત્ર તથા પુત્રી તેને બચાવવા વચમાં પડયા. તેને પણ બ્રાહ્મણે મારી નાખ્યાં. ત્યાં ગાય સામે થઈ તેની પણ હત્યા કરી. આમ ચાર હત્યા કરવાથી તે મરીને સિંહ થયો. ત્યાંથી સંસારમાં પરિભ્રમણ કરતાં ચોથી નારકીએ ગયો. બાદ ચંડાલ થયો. બાદ સાતમી નારકીએ ગયો. બાદ દૃષ્ટિવિષ સર્પ થયો. તે સર્પે એકદા એક મુનિને જોયા. તેમને ડસવા માટે દોડયો.

પણ મુનિના મુખ પર રહેલ સમતાભાવ જોઈ તે શાંત થયો. મુનિએ ધર્મદેશના આપી પૂર્વભવ કહ્યો. તે સર્પ આર્દ્ર બન્યો. મુનિએ તેને પાપ ખપાવવા શત્રુંજયનું શરણ કહ્યું. તે સર્પ અણસણ કરી શુભ ધ્યાને મૃત્યુ પામી ઈશાનેન્દ્ર થયો. આમ શત્રુંજયના શરણથી તેનો ઉદ્ધાર થયો.

## તમારા કેમેરાનો શુભ ઉપયોગ

નેત્ર એ કેમેરો છે. મન છે એની ચાંપ. એનો સંચાલક છે આત્મા. આ આત્માની ઈચ્છા મન ગ્રહણ કરે છે. નેત્ર એના ફોટા ઝડપે છે. આ જગતના સ્ટેજ પર લૌકિક અને લોકોત્તર સૌંદર્યના દૃશ્યો તો અપાર જોવા મળે છે. બધી સ્મૃતિના ફોટા સંગ્રહી રાખવા જેવા હોતા નથી. પ્રજ્ઞજનો નિર્વિકાર જિનપ્રતિમા તથા શત્રુંજય જેવા તીર્થના ફોટા આત્મામાં સંગ્રહી રાખે છે. મુર્ખજનો બાહ્યસૌંદર્યના ફોટા સંગ્રહે છે.

## સૂર્યનાં કિરણ

સૂર્યનાં કિરણ ગણવા શકચ છે? ના. તો આ ગિરિરાજના મહિમારૂપ સુર્યનાં સહસ્ર કિરણ ગણવા શકય નથી. આમાં જે મહિમા આપેલ છે તે તો એક અંશમાત્ર પણ નથી........

卐

## (૧૬) શ્રી કર્માશાનો ઉદ્ધાર....

વિ. સં. ૧૫૮૭માં. "શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધના આધારે."

મેવાડના રાણા સંગ્રામસિંહ (રાણો સંગ) પ્રસિદ્ધ છે તેના સમય (સં. ૧૫૮૭)માં ચિત્તોડમાં જૈનધર્મી આમરાજ શ્રેષ્ઠિ થયા. તેની સાતમી પેઢીએ તોલાશા શ્રેષ્ઠિ થયા. તેમની ધર્મપત્નીનું નામ લીલુબા હતું. રાણા સંગને તોલાશા ઘણા પ્રિય હતા તેમણે મંત્રીમુદ્રા આપવા માંડી, પણ ન લીધી: આખરે નગરશેઠ પદવી આપી તે તોલાશાને પાંચ પુત્રો હતા. (૧) રત્નાશા, (૨) પોમાશા, (૩) દશરથ, (૪) ભોજ અને (૫) કર્માશા: પાંચેમાં કર્માશા તેજસ્વી, ગંભીર અને ચતુર હતા.

એકદા ચિત્તોડમાં ધર્મરત્નસૂરિજીની નિશ્રામાં ધનરાજ શ્રેષ્ઠિનો સંઘ આવ્યો. રાજાએ તથા તોલાશાએ સુંદર સ્વાગત કર્યું. આચાર્યશ્રીએ દેશના આપી. સૌ વિસર્જન થયા બાદ તોલાશાએ સૂરિજીને પૂછ્યું: "ભગવંત! મારા મનના ભાવ સફળ થશે કે નહિ?" સૂરિજી જ્યોતિષશાસ્ત્રના પ્રકાંડ વિદ્વાન હતા. અહચક્ર મુકી ગણત્રી કરી કહ્યું: "તોલાશા! તમારી ભાવના શત્રુંજયનો ઉદ્ધાર કરવાની છે, તે તમારાથી પૂર્ણ નહિ થાય: તમારો આ નાનો તેજસ્વી પુત્ર તે ભાવ પૂર્ણ કરશે. એ પ્રતિષ્ઠા પણ મારા હાથે નહિ થાય, મારા શિષ્ય હસ્તક થશે." આ સાંભળી તોલાશાને હર્ષ અને શોક બન્ને થયો. પોતાના હાથે નહિ થાય તેથી શોક થયો, પુત્રને હાથે થશે તેથી હર્ષ થયો.

ત્યાં બેઠેલા કુમાર કર્માશાને તે સમયે રોમાંચ થયો. તેમણે સૂરિજીના વચનની શુકનગ્રંથિ બાંધી અને શૈશવકાળથી જ શત્રુંજયના ઉદ્ધારનાં સ્વપ્ન આવવા લાગ્યાં. બાદ સૂરિજી ગયા, પણ તોલાશાની

વિનંતીથી પોતાના વડેરા શિષ્ય ઉપાધ્યાય વિનયમંડનગણીને ત્યાં મુકતા ગયા. તોલાશાના પાંચે પુત્રો ઉપાધ્યાયજી પાસે અભ્યાસ કરવા લાગ્યા. તેમાં તેમને તીક્ષ્ણ પ્રજ્ઞાવૈભવને કારણે કર્માશા સૌથી વધુ પ્રિય થઈ પડ્યા. તેના પરના વિશેષ મમત્વને કારણે તેનામાં શાસનસેવાના સુંદર સંસ્કાર રોપ્યા. નવ તત્વ વગેરે સુંદર અભ્યાસ કરાવી, પરસ્પર જીર્ણોદ્ધાર કાજે કોલ આપી ઉપાધ્યાયજી એકદા વિહાર કરી ગયા.

અનુક્રમે કર્માશા યુવાન થયા.

તોલાશાએ પાંચે પુત્રોને પરણાવ્યા. તેમાં કર્માશાને રૂપગુણ-યુક્ત બે સ્ત્રીઓ થઈ—(૧) કપૂરાદેવી (૨) કમલાદેવી. ભીખજી નામે પુત્ર અને (૧) શોભા (૨) સોના (૩) મના (૪) પના નામે ચાર કન્યા થઈ.

એકદા તોલાશા આયૂષ્ય પૂર્ણ થયે સ્વર્ગે ગયા. પાંચે પુત્રોને ઘણો આઘાત થયો. પણ તે દુઃખને સમયે દૂર કર્યો.

કર્માશા બન્ને સમય પ્રતિક્રમણ, જિનપૂજા, પર્વપૌષધ, અનુકંપા-દાન –સાધર્મિક સહાય વગેરે કરતા પોતાની પ્રતિજ્ઞાપૂર્તિ માટે યોગ્ય સમયની રાહ જોઈ રહ્યા હતા. તે સમયે ભારતની રાજકિય સ્થિતિ ઘણી ડામાડોળ હતી. પાટણની ગાદીપર કરણ વાઘેલાને હરાવીને અલ્લાઉદ્દીનનો સુબો આવેલ. તેને મુસ્લીમોએ ઉઠાડી મુકયો. ફીરોજશા સ્વતંત્ર સુબો બન્યો. તે પછી અહમદશાહ અને તે પછી મુજફ્ફરખાન આવ્યો. તેના ઘણા પુત્રોમાં સિકંદર મોટો અને બહાદુરખાન નાનો હતો. તે બહાદુરખાન એકદા પિતાથી નારાજ થઈ ચિતોડ આવ્યો. રાણાસંગે તેનો સત્કાર કર્યો. કર્માશાએ તેની મૈત્રી બાંધી લીધી એકદા તે શાહજાદા પાસે દ્રવ્ય ખૂટી જતાં કર્માશાએ તેને ૧ લાખ રૂપીયા ઉછીના આપ્યા. તેણે કહ્યું : "મિત્ર, મારા સારા સમયમાં

જરૂર તને યાદ કરીશ." કર્માશાએ કહ્યું: "મિત્ર! સંકટમાં સહાય કરવી એ જ સાચી મિત્રતા છે."

આ મિત્રતા કર્માશાને ખરેખર ફલદાયી બની. મુજફ્ફરખાનના મૃત્યુ બાદ સિકંદર ગુજરાતની ગાદીએ આવ્યો. તેને કોઈ દુર્જને મારી નાખતાં બહાદુરશા ત્યાં ગયો; અને દુર્જનોને શિક્ષા કરી રાજગાદી પર પોતાની આણ વર્તાવી. હવે તેણે સ્થિર થયા બાદ જેણે જેણે સંકટમાં સહાય કરી હતી તે સર્વને બોલાવી યોગ્ય સન્માન આપ્યું. તેમાં કર્માશાને પણ તેડાવ્યા. તે શાહે કર્માશાની શાહીમહેલમાં એવી સુંદર મહેમાનગતી કરી કે કર્માશા પ્રસન્ન થયા. શાહે ૧ લાખ રૂ. ઉછીના લીધેલ તે પણ તેને આપી દીધા.

કર્માશા ત્યાં રહી દરરોજ જિનસેવા, ગુરૂવંદન તથા પોતાના ગુરૂ ઉપાધ્યાયજીને સર્વ વિગત જણાવતા હતા. બહાદુરશાહ પણ આ વણિકની ધર્મક્રિયાથી પ્રભાવિત બન્યા હતા. વિદાય સમયે તે શાહે ગદ્ગદ વાણીથી કહ્યું: "મિત્ર કર્માશા! તમારા તીર્થ શત્રુંજયના જીર્ણોદ્ધારનું આ ફરમાન લ્યો. તમારી સર્વ મહેચ્છા હું જાણું છું. હવે બીજી કાંઈ આજ્ઞા હોય તો ફરમાવો." કર્માશા પણ મિષ્ટવાણીથી બોલ્યા: "બાદશાહ! તમે ખરેખર સુજ્ઞ અને સહૃદયી છો. જીર્ણોદ્ધાર સમયે તમને જરૂર યાદ કરીશ. એ પુણ્યમાં તમને ભાગીદાર બનાવીશ."

અને બન્ને પરસ્પર પ્રસન્નતાપૂર્વક છૂટા પડ્યા.

ત્યારબાદ કર્માશા ખંભાત આવ્યા. ત્યાં પૂ. ઉ. શ્રી વિનયમંડનજી હતા. ખંભાતના શ્રીસંઘે કર્માશાનું સુંદર સ્વાગત કર્યું. સ્તંભન પાર્શ્વપ્રભુનાં ચમત્કારિક પ્રતિમાનાં દર્શન કરી, ઉપાશ્રયે આવી અને ગુરૂદેવના ચરણમાં પડી બાદશાહી ફરમાન બતાવ્યું.

ઉપાધ્યાયજી તથા શ્રીસંઘ હર્ષ પામ્યો. ગુરૂ મહારાજ બોલ્યા:

"વત્સ કર્માશા ! તમારું ભાગ્ય ચમકે છે. હવે જીર્ણોદ્ધારની તૈયારી કરો." સકલ શ્રી સંઘ તથા ઉપાધ્યાયજી–મુનિમંડલ પણ યાત્રાની તૈયારીમાં પડ્યું.

ત્યારબાદ કર્માશાએ પોતાના બંધુઓને–પરિવારને તેડાવી લીધાં. અને શુભ મુહૂર્તે ખંભાતથી શ્રીસંઘ યુક્ત શત્રુંજય પ્રતિ ચાલ્યા. વાજતે ગાજતે જતા–માર્ગમાં જિનચૈત્ય જુહારતા, દાન દેતા તેઓ શત્રુંજય પહોંચ્યા. ત્યારબાદ ઉપાધ્યાયજીના એ શિષ્યની દેખરેખ નીચે વસ્તુપાળે ભોંયરામાં સંતાડેલ પૂર્વેની તે બે શિલા કઢાવી અને તે એકમાંથી ઋષભદેવ પ્રભુ અને બીજી શિલામાંથી પુંડરીકસ્વામી વગેરે પ્રતિમા તૈયાર કરાવવા કારીગરોને સોંપી.

થોડા સમયમાં બધી પ્રતિમા તૈયાર બની ગઈ. પૂ. ઉપાધ્યાયજીની નિશ્રામાં અંજનશલાકા મહોત્સવ કરી તે પ્રતિમાની અંજનવિધિ કરી. તે સમયે ઘણા મુનિઓ છઠ્ઠ–અઠ્ઠમ વગેરે તપ કરતા હતા. ઉપાધ્યાયજી સિધ્ધચક્રનો જાપ કરતા હતા. ઉત્સવ પૂર્ણ થયે પ્રતિષ્ઠા મુહૂર્ત સં. ૧૫૮૭ના વૈશાખ વદ ૬ (ગુજરાતી ચૈત્ર વ. ૬) નું આવ્યું.

કર્માશા શ્રેષ્ઠિએ પોતાના બંધુ રત્નાશા તથા અન્ય શ્રાવકોને શ્રી વિદ્યામંડનસૂરિ પ્રમુખ સકલ આચાર્યોને તથા ગામેગામના સંઘોને નિમંત્રણ કરવા મોકલ્યા. તેમ જ અંગ, બંગ. કલિંગ, કાશ્મિર, જાલંધર, માળવા, લાટ, સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાન, મગધ, મેવાડ, કચ્છ, પંજાબ વગેરે સમગ્ર ભારતભરમાં નિમંત્રણ–પત્રિકા મોકલી.

પ્રતિષ્ઠાનો દિવસ નજીક આવ્યો. દેશ–દેશાવરથી લાખો યાત્રિકો શત્રુંજયના આંગણે ઉમટી પડ્યા. તે સર્વની કર્માશાએ ભોજનની, ઉતારાની આદિ સગવડ કરી. તે શ્રેષ્ઠિ દ્રવ્ય વાપરવામાં એટલા ઉદાર

બન્યા કે તેમનું દાન 'વચોઙતીગ' ગણાયું. જે માંગે તેથી સવાઈ વસ્તુ તે ધરી દેતા હતા. માનવ મહેરામણ માતો ન હતો.

વૈશાખ વદ ૬ નો મંગલ દિન આવ્યો.

પ્રભાતકાલ થયો. સંઘ અને સાધુગણ શત્રુંજય પર ચઢ્યા. ભવૈયા મંગલ વાજિંત્ર વગાડતા હતા. નારીવર્ગ મંગલ ગીતો ગાતી હતી કેટલાક નૃત્ય કરતા હતા. સમય થયે શુદ્ધ મંત્રોચ્ચારપૂર્વક પૂ. આ. વિદ્યામંડનસૂરિજી અને ઉપાધ્યાયજી મહારાજે કર્માશા શ્રેષ્ઠિ હસ્તક પ્રતિષ્ઠાનો વાસક્ષેપ કર્યો.

વાતાવરણમાં દિવ્ય સુગંધી પ્રસરી રહી.

જિનશાસનનો જય જયકાર ગુંજી રહ્યો.

તે બાદ કર્માશાએ ધ્વજદંડ—કલશ ચડાવ્યો. બાદ આરતી-મંગલદીવો કર્યો.

તે દિવસે સમગ્ર નગરનું સ્વામિવાત્સલ્ય થયું. રાજ્યને જે કર આપવો પડતો હતો તે કર્માશાએ સુવર્ણનો ઢગલો કરી માફ કરાવ્યો.

આજે જે ભવ્ય પ્રતિમાજી છે તે શ્રેષ્ઠિ કર્માશાના ભરાવેલા છે. પ્રતિવર્ષે—વૈ. વ. ૬ ના દાદાના મંદિરે મૂળ શિખર પર ધ્વજદંડ ચઢાવાય છે. તે શ્રેષ્ઠિના નામનો ઉલ્લેખ પ્રતિમાજી પર પણ છે. તે શ્રેષ્ઠિએ પ્રતિષ્ઠામાં સવા ક્રોડ અને ઉદ્ધારમાં તો અગણિત દ્રવ્યનો સદ્વ્યય કર્યો. ધન્ય છે તે શ્રેષ્ઠિને !



## શત્રુંજયની અંદર

હાલ પણ ગિરિરાજના અંદરના ભાગમાં ઘા રુઝાવે તેવી જીવન-શાખ્ય ઔષધિઓ (૭ ગાઉની યાત્રામા આવતા અંદરના ભાગમાં) વિદ્યમાન છે. ત્યાં થતું ઘાસ ( રેસા ) પણ એટલું સુગંધિત છે કે એની આગળ ઉત્તમ અત્તર પણ તુચ્છ લાગે.

# શ્રી તેજપાલ સોનીનો ઉદ્ધાર

શ્રી કર્માશાના ઉધ્ધાર બાદ સાડાત્રણસો વર્ષ પસાર થઈ ગયા. કેટલાક મંદિરો જીર્ણ થઈ ગયા હતા. વિ. સં. ૧૬૫૦માં જગદ્‌ગુરૂ શ્રી હીરસૂરીશ્વરજી મ. શત્રુંજયની યાત્રાએ પધાર્યા. તેમણે કેટલાક મંદિરો જીર્ણ જોઈ તે સમયે કોટયાધિપતિ તેજપાલ સોની નામના શ્રેષ્ઠિને જીર્ણોધ્ધાર કાજે પ્રેરણા કરી. તેણે સહર્ષ તે પ્રેરણા ઝીલી લીધી. અને, પૂ. શ્રીના આશીર્વાદપૂર્વક ઘણા મંદિરોનો જીર્ણોધ્ધાર કરાવ્યો. પૂ. સૂરિજીના હસ્તે સં. ૧૬૫૦ના ચૈ. સુ. ૧૫ના રોજ જીર્ણોધ્ધાર અને મંદિરોની પ્રતિષ્ટા થઈ.

જગદ્‌ગુરૂએ જ્યારે પ્રતિષ્ઠા કરવા પાટણથી વિહાર કર્યો ત્યારે તેમની સાથે ૭૨ સંઘપતિઓ પરિવારયુક્ત હતા. સ્થળે સ્થળે રાજ–રજવાડાઓ, શાહીસુબાઓ તેમનું સ્વાગત કરતા હતા. અમદાવાદના શાહજાદા મુરાદે જે ભવ્ય સામૈયું કરેલ તે અદ્‌ભૂત હતું.

આ પ્રતિષ્ટાનો ઉલ્લેખ મૂળમંદિરમાં જમણા સ્તંભ ઉપર છે. હાલ જે મૂળમંદિર તે વાહડ મંત્રીનું બંધાવેલ છે.

# ભાવિ ઉદ્ધાર

ભવિષ્યમાં, છઠ્ઠા આરામાં છેલ્લો ઉદ્ધાર પૂ. આ. દુપ્પહસૂરિજીના ઉપદેશથી રાજા વિમલવાહન કરાવશે એમ શાસ્ત્રવચન છે. તે વાત નવાણું પ્રકારી પૂજામાં પણ છે :–

"સૂરિ દુપ્પસહ ઉપદેશથી રે, વિમલવાહન ભૂપાળ;
છેલ્લો ઉદ્ધાર કરાવશેરે, સાસયગિરિ ઉજમાલ હો.
જિનજી ભક્તિહૃદયમાં ધારજો રે."

ઈતિ ઉદ્ધાર સંપૂર્ણમ.

પ્રકરણ—૫

# શ્રી શત્રુંજયનો મહિમા

"પ્રાયઃ એ ગિરિ શાશ્વતો, મહિમાનો નહિ પાર;
ઋષભ જિણંદ સમોસર્યા, પૂર્વ નવાણું વાર."

આ ગિરિરાજનો અપરંપાર મહિમા ગાતાં જ્ઞાનીઓ થાકતા નથી. કાવ્ય–ભજન બનાવતાં કવિઓને નૂતન સ્ફુરણા થયા જ કરે છે. વારંવાર યાત્રા કરવા છતાં યાત્રિકોનો ઉલ્લાસ વધતો જ જાય છે. એ સર્વ મહિમાનું મુખ્ય કારણ એ છે કે આ ભૂમિ તે સિદ્ધભૂમિ છે, સિદ્ધક્ષેત્ર છે. આ પુણ્યભૂમિની સ્પર્શના કરતાં આત્મા ભાગ્યશાળી બને છે–પુણ્યશાળી બને છે.

અહીં મુક્તિને પામનારા અનંત આત્મા છે, છતાં જેનાં નામ આગમમાં સુવર્ણાક્ષરે છે તેની આ એક યાદી બનાવેલ છે. જે માર્ગદર્શક જરૂર બનશે.

| નામ | કેટલા સહિત |
|---|---|
| શ્રી પુંડરીક ગણધર | ૫ ક્રોડ યુક્ત ચૈ. સુ. ૧૫ |
| દ્રાવિડ-વારિખિલ્લજી | ૧૦ ક્રોડ યુક્ત કા. સુ. ૧૫ |
| શામ્બ અને પ્રદ્યુમ્ન | ૮ ક્રોડ–૫૦ લાખ ફા. સુદ ૧૩ |
| પાંચ પાંડવો | ૨૦ ક્રોડ આ. સુ. ૧૫ |
| નમિ–વિનમિ | ૨ ક્રોડ યુક્ત ફા. સુ. ૧૦ |
| નારદજી | ૯૧ લાખ યુક્ત |
| રામ અને ભરત | ૩ ક્રોડ ,, |
| ભરત | ૧ હજાર ,, |
| સોમયશા | ૧૩ ક્રોડ ,, |
| વસુદેવની પત્ની | ૩૫ હજાર ,, |
| શ્રી શાંતિપ્રભુના ચાતુર્માસમાં | ૧,૫૨,૫૫,૭૭૭ |
| સાગર મુનિ | ૧ ક્રોડ યુક્ત |

| નામ | કેટલા સહિત |
|---|---|
| ભરત મુનિ | ૫ ક્રોડ યુક્ત |
| અજિતસેન | ૧૭ ,, ,, |
| શ્રી અજિતનાથ પ્રભુના દસ હજાર સાધુ | |
| શ્રી શાન્તિનાથ | ૧૦ સહસ્રયુક્ત |
| શ્રી સાર મુનિ | ૧ ક્રોડ ,, |
| શ્રી વૈદર્ભી | ૪૪૦૦ ,, ,, |
| આદિત્યયશા | ૧ લાખ ,, |
| બાહુબલિના પુત્રો | ૧૦૦૮ ,, |
| શ્રી દમિતારિ | ૧૪ હજાર ,, |
| શ્રી થાવચ્ચા પુત્ર | ૧ ,, ,, |
| શુક પરિવ્રાજક | ૧ ,, ,, |
| થાવચ્ચા ગણધર | ૧ ,, ,, |
| કાલિક | ૧ ક્રોડ ,, |

| નામ | કેટલા સહિત | નામ | કેટલા સહિત |
|---|---|---|---|
| કદમ્બ ગણધર | ૧ ક્રોડ મુકત | ચંદ્રશેખર રાજા | પોતે |
| શ્રી સુભદ્ર મુનિ | ૭૦૦ „ | ઋષભસેન રાજા | „ |
| શૈલકાચાર્ય | ૫૦૦ „ | દેવકીના છ પુત્ર | „ |
| ભરતના પુત્ર બ્રહ્મર્ષિ | પોતે | વસુદેવના પુત્ર | „ |
| શાંતનુ રાજા | ચાર પુત્ર મુકત | જાલી, મયાલી, ઉવયાલી | „ |

એ સિવાય સુવ્રત શેઠ, મંડક મુનિ, આણંદ ઋષિ, સાત નારદ, અંધક વિષ્ણુ, ધારણી અને તેના આઠ કુમારો વગેરે અનંતા આત્માઓ આ ગિરિ પર સિદ્ધિગતિ પામ્યા છે. કાંકરે કાંકરે અનંતા સિધ્યા છે. એથી આ સમગ્ર પહાડ પરમ પવિત્ર છે—તીર્થસ્વરૂપ છે.

ચૌદ લાખ જીવો મોક્ષે જાય ત્યારે એકાદ જીવ સર્વાર્થસિદ્ધ વિમાનમાં જાય, એવી રીતે પચાસ લાખ ક્રોડ સાગરોપમ સુધી, સૂર્યયશાથી માંડીને સગર ચક્રવતી પર્યંત, ઋષભદેવના વંશમાં થયેલ પટ્ટપરંપરામાં અસંખ્ય રાજાઓ અત્રે સિદ્ધિગતિને પામ્યા છે અને ભવિષ્યમાં અન્ય આત્માઓ સિદ્ધિગતિને પામશે.

## વિશેષ મહિમા—

અહિં પૂર્વે શ્રી ભરત ચક્રવર્તીએ જે મૂર્તિ મણિમય સ્થાપન કરેલ, તે ઉતરતો કાલ જાણી દેવોએ કોઈ ગુફામાં ભંડારી દીધી. કહેવાય છે કે ચિલ્લણ તલાવડી નજીક, દધિફલ વૃક્ષની બાજુમાં અલખખા દેવડીની સમીપ તે દેવાધિષ્ઠિત ગુફા છે. એ પ્રતિમાને જે નમસ્કાર કરે છે તે એકાવતારી થાય છે. કપર્દી યક્ષે અઠ્ઠમ તપથી સંતુષ્ટ થઈ એકવાર એ દિવ્ય પ્રતિમાના દર્શન કરાવ્યાં હતાં. હાલ તો વાહડમંત્રીએ ઉદ્ધાર કરાવેલ મંદિર છે. તેમાં કર્માશાએ ભરાવેલ આરસનાં ભવ્ય પ્રતિમાજી છે.

'વિદ્યાપ્રાભૃત' નામના પૂર્વમાં આ તીર્થના ૨૧ નામ આપેલા છે. આ તીર્થના ૧૬ ઉદ્ધાર તથા અનેક રાજવીઓએ કાઢેલા સંઘનાં વર્ણન જે પૂર્વે ટુંકમાં આપેલા છે, તે સર્વ આ તીર્થના મહિમાને વધારનારા છે. એ સિવાય ઇતિહાસમાં તે વર્ણનો વિસ્તારથી વાંચતાં મસ્તક નમી પડે છે.

પૂ. ધર્મઘોષસૂરિજીએ 'પ્રાકૃત કલ્પ' માં રાજા સંપ્રતિ, વિક્રમ, સાતવાહન વગેરે નૃપતિને પણ આ તીર્થના ઉધ્ધારક બતાવ્યા છે. જો કે શ્રી સંપ્રતિરાજાની ભરાવેલી ચમત્કારિક અસંખ્ય પ્રતિમા આ તીર્થ પર હાલ વિદ્યમાન છે. તે સિવાય બાહુબલિ અને મરુદેવા માતાનું મંદિર પણ વિદ્યમાન છે. આ સર્વ ઇતિહાસને પ્રમાણભૂત બતાવે છે:-

"આ તીર્થની સ્તવના મહાવિદેહક્ષેત્રમાં સમ્યગ્દષ્ટિ જીવો કરે છે." એમ શક્રેન્દ્રે શ્રી કાલકસૂરિજીને કહ્યું. વળી, કહ્યું કે: "ભવિષ્યમાં કલ્કિનો પુત્ર મેઘઘોષરાજા અત્રે મરુદેવી મંદિર અને શાન્તિનાથ મંદિરનો ઉધ્ધાર કરાવશે."

જ્યારે તીર્થનું પ્રમાણ અલ્પ રહેશે–વર્તમાન વીરશાસનનો

ઉચ્છેદ થશે ત્યારે પણ આ ગિરિરાજનું ઋષભકુટ (મુખ્ય શિખર) તો ભવિષ્યમાં થનાર પદ્મનાભ પ્રભુના શાસનકાળ સુધી પણ દેવોથી પૂજાતું રહેશે.

"જેમાં નિવાસ કરનારા તિર્યંચો પણ પ્રાયઃ સદ્ગતિ પ્રાપ્ત કરે છે. એનું સ્મરણ-ભજન કરનારા જીવો ત્રીજે ભવે મુક્તિ પામે છે. તેના નામ શ્રવણથી જલ, અગ્નિ, સમુદ્ર, રણ, સિંહ, હાથી, વિષ, વિષધર આદિના દુષ્ટ ભયો વિનાશ પામે છે." આ મહિમા શ્રી ભદ્રબાહુસ્વામિએ ફરમાવ્યો, શ્રી વજ્રસ્વામીએ ઉધ્ધાર કર્યો અને શ્રી પાદલિપ્તસૂરિજીએ સંક્ષેપ કર્યો.

આ શાસ્ત્રીય મહિમાને લઇ –અનંત જીવોનાં સિધ્ધિગમનને લઈ આ તીર્થના પરમાણુંઓ આજે પણ માનવીની બુધ્ધિને નિર્મળ કરે છે. જે મહિમા પૂર્વે હતો તે જ આજે પણ અક્ષત છે, અખંડ છે, અપૂર્વ છે.

"નેમ વિના તેવીશ પ્રભુ, આવ્યા વિમલગિરિંદ;
ભાવિ ચોવીશી આવશે, પદ્મનાભાદિ જિણંદ."

—નવાણું પ્રકારી પૂજા.



# શત્રુંજયનો વહીવટ

સં. ૧૭૦૭માં પૂ. હીરસૂરીશ્વરજી મહારાજની વાણીથી પ્રભાવિત બની અકબર બાદશાહે શત્રુંજયનો સમગ્ર કર માફ કરી **"તેનો વહીવટ, રક્ષણ, સત્તા વગેરેની માલિકી જૈન સમાજની છે. તેમાંય મંદિરમાર્ગી શ્વેતાંબરોની છે."** એમ દસ્તાવેજ કરી આપેલ. તે બાદ તે ફરમાન શાંતિદાસ શેઠે તે પછીના બાદશાહો પાસે તાજું કરાવેલ. તે શાતિદાસ શેઠના વંશપરંપરાના શ્રાવકો સંઘવતી તેનો વહીવટ કરતા હતા. તેમાં મુસ્લિમ સુલતાનો; અને તે બાદ રજવાડામાં પૃથ્વીરાજ ઠાકોર અને બહાદુરસિંહ ઠાકોરે રક્ષણના હિસાબે જૈન સમાજ પાસેથી અઢળક નાણું કનડગત કરીને મેળવેલ. તે માટે ઘણા પ્રસંગો બનેલ. જૈન સમાજે તીર્થરક્ષા કાજે અઢળક દ્રવ્ય આપ્યા છતાં મુંડકાવેરો–યાત્રા બંધ વગેરે ઘણા રંગો સહન કરવા પડેલ, એ દુઃખદ ઈતિહાસ છે. ઈ. સ. ૧૯૫૦માં ભારત પ્રજાસત્તાક થયું. શત્રુંજયના મંદિરો વગેરેની માલિકી જૈનો પાસે રહી. આજે જૈન શ્વેતાંબર સમાજ વતી આણંદજી કલ્યાણજીની પેઢી વહીવટ કરે છે.

प्रकरण ६

# श्री गिरिराजनी यात्रानुं फळ

" श्री तीर्थपांथरजसा विरजी भवन्ति ।
तीर्थेषु बंभ्रमणतो न भवे भ्रमन्ति ।
द्रव्य व्ययादिह नराः स्थिरसंपदः स्युः ।
पूज्या भवन्ति जगदीशमथार्चयन्तः ॥ "

—( उपदेश तरंगिणी )

आ तीर्थनी रेज थकी रज दूर थाये
तीर्थं विहार भवनी भ्रमणा मिटाये
जे तीर्थमां व्यय करे धरे स्थिर लक्ष्मी
ते पूज्यना गुण वरे जिन अर्चनाथी."

" आ तीर्थनी सम्यग् स्पर्शनाथी कर्मरज तथा भवभ्रमण दूर थाय छे. जे मनुष्यो अहीं लक्ष्मी वापरे छे ते अव्यय–स्थिर लक्ष्मीने प्राप्त करे छे. अहिं जे प्रभुपूजा करे छे ते जीव स्वयं पूज्य बने छे. "

" जेम जेम ए गिरि भेटीए रे,
तेम तेम पाप पलाय. – सलुणा. "

" शत्रुंजय महात्म्य "मां आ गिरिवरनी यात्रानुं फळ बतावतां कह्युं छे के–" आ अवसर्पिणीकाळनी आदिमां मुक्तिदायक प्रथम

તીર્થ આ શત્રુંજય જ હતું. બીજા તીર્થ તે પછી થયાં. આ તીર્થના દર્શનથી સકલતીર્થના દર્શન થયાં સમજવાં. પંદર કર્મભૂમિમાં જે નાના પ્રકારનાં તીર્થ છે તે સર્વમાં આ તીર્થ શ્રેષ્ઠ છે.

લૌકિક તીર્થમાં તપ, જપ કરવાથી જે પુણ્ય ઉપાર્જન થાય છે તેથી દશગણું પુણ્ય જૈન તીર્થની યાત્રાથી થાય છે. જંબુદ્વિપના મંદિરોથી સોગણું, ધાતકીખંડના મંદિરોથી તેથી સહસ્રગણું, તેથી દશસહસ્ર પુષ્કરવર દ્વીપની યાત્રાથી, તેથી લાખગણું રુચકાદિ અંજનગિરિ, નંદીશ્વર, કુંડલાદ્રિ, માનુષોત્તર પર્વતની યાત્રા; તેથી દશલાખગણું વૈભારગિરિ, સમેતશિખર, વૈતાઢ્ય તથા મેરુપર્વતનાં મંદિરોની યાત્રાથી, તેથી ક્રોડગણું ફળ ગિરનાર, અષ્ટાપદની યાત્રાથી થાય છે. તેથી અનંતગણું પુણ્ય આ શત્રુંજયની યાત્રાથી થાય છે. અને તેની સેવા અર્ચનાથી જે ફળ મળે છે તે તો વચનાતીત છે."

## શાસ્ત્રીય ફળ

અતિમુક્તક કેવલી ભગવંતે નારદ ઋષિને આ તીર્થનો મહિમા અને ફળ આ પ્રમાણે કહ્યાં છે :–

(૧) અન્ય તીર્થમાં ઉગ્ર તપસ્યાથી, બ્રહ્મચર્યથી જે ફળ પ્રાપ્ત થાય છે તે ફળ અત્રે માત્ર વસવાથી જ મળે છે.

(૨) એકક્રોડ મનુષ્યને ભોજન કરાવવાથી જે ફળ મળે તે અત્રે માત્ર એક ઉપવાસથી મળે છે.

(૩) ત્રણે લોકનાં તીર્થનાં દર્શન આ તીર્થસ્પર્શનાથી આવી જાય છે.

(૪) શત્રુંજય યાત્રાએ આવતાં માર્ગમાં જે સ્થાને સાધુ–સાધ્વી અથવા સંઘની વસ્ત્ર, પાત્ર, ભોજન આદિથી ભક્તિ કરે તેનું કોટિગણું ફળ પ્રાપ્ત થાય છે.

(૫) જે જે સ્થાને કેવલજ્ઞાની થયા છે, સાધુ નિર્વાણ પામ્યા છે તે સ્થાન ગિરિરાજને વંદના કરવાથી આવી જાય છે.

(૬) અષ્ટાપદ, સમેતશિખર, પાવાપુરી, ગિરનાર, ચંપાપુરી વગેરે તીર્થનાં દર્શન-વંદન કરતાં શતગણું ફળ આ તીર્થના દર્શન-વંદનથી મળે છે.

(૭) અત્રે પૂજા કરવાથી સોગણું, પ્રતિમા સ્થાપન કરવાથી સહસ્રગણું અને તીર્થપાલન કરવાથી અનંતગણું પુણ્ય મળે છે.

(૮) જે અત્રે પ્રતિમા ભરાવે છે તે અવશ્ય ચક્રવર્તીપદ પામે છે. દેવગતિ પામે છે. અનુક્રમે મુક્તિ પામે છે.

(૯) અત્રે ૧ તપનું સોગણું ફળ છે. જેમ કે ૧ ઉપવાસનું ફળ સો ઉપવાસ સમાન છે. જે ચોવિહારો છઠ કરીને સાત જાત્રા કરે તે ત્રીજે ભવે અવશ્ય મુક્તિ પામે છે.

(૧૦) અત્રે જે મનુષ્ય છત્ર, ધ્વજા, પતાકા, ચામર, કળશ, પુષ્પની માળા, કૃષ્ણાગરુ, ધુપ વગેરે મંદિરમાં ભેટ મૂકે તે ચક્રવર્તી થાય છે. પૂજનિક બને છે. સૌભાગ્યવંત બને છે.

(૧૧) અત્રે શત્રુંજ્યા સરિતામાં સ્નાન કરનાર ભવ્યાત્મા ગણાય છે.

(૧૨) આ તીર્થના સ્મરણ, ભજન, સ્તવનથી, ધ્યાનથી, અરે નામ માત્રથી સિંહ, વાઘ, સર્પ વગેરે હિંસક ભયો નાશ પામે છે. ભૂત-પ્રેતના વળગાડ પણ ચાલ્યા જાય છે. રોગ-શોક દૂર થાય છે.

પ્રભાતમાં આ તીર્થનું સ્મરણ કરવાથી દિવસ મંગલકારી જાય છે. મન પ્રસન્ન બને છે. આત્મા ઊંચો બને છે.

(૧૩) આ તીર્થ દર્શનથી સમ્યગ્દર્શનની શુદ્ધિ થાય છે.

દેવ-ગુરુ અને ધર્મ ત્રણેની ઉપાસના થાય છે. શ્રદ્ધા મજબૂત બને છે. સાધુઓના ઉપદેશ શ્રવણ થાય છે. તેથી ઉંચા ભાવની પ્રાપ્તિ થાય છે.

આ ગાથાઓ "સારાવલી પયન્ના"માં કહેલી છે.

સકલતીર્થમાં શિરોમણિ સમાન શત્રુંજય તીર્થધામનાં દર્શન કોઈ અનંત પુણ્યરાશિ ઉદયમાં આવે ત્યારે થાય છે. શ્રદ્ધા સભર હૃદયે જે આ ગિરિવરનું ધ્યાન કરે છે તે અવશ્ય શિવમંદિરનો ભોક્તા બને છે. અભવી આત્મા આ તીર્થને (શ્રદ્ધાપૂર્વક) નજરે જોઈ શકતો જ નથી.

આ સંસારનાં આધિ, વ્યાધિ અને ઉપાધિ આદિનાં ત્રિવિધ તાપ આ તીર્થનાં શરણથી દૂર થાય છે અને આત્માને પરમ સમાધિ મળે છે.

અહીનાં પરમાણું આત્માને શાંત કરે છે. શીતલ બનાવે છે. પુણ્યશાળી બનાવે છે.

જિનપ્રતિમા, આગમશ્રવણ, સત્સંગ વગેરે જ આત્માને તરવાનાં મુખ્ય આલંબનો છે તે આ તીર્થભૂમિમાં એકી સાથે પ્રાપ્ત થવાથી આરાધનાના સુવર્ણ અવસરમાં આરાધકને એકાગ્રતા થાય છે.

આ તીર્થમાં દૈવીતત્વનો વાસ હોવાથી આનાં દર્શનથી રિદ્ધિ, સિદ્ધિ અને સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે. અત્રેનાં પરમાણું—રજકણો-બુદ્ધિને નિર્મળ બનાવે છે. ગિરિરાજ પર ચડવાથી શારીરિક દૃષ્ટિએ પણ લાભ છે શરીર કસાય છે. મેદ ઓગળી જાય છે. શુદ્ધ આબો હવાના સ્પંદનથી કાયા નિર્મલ બને છે. શરીરના રોગો નાશ પામે છે

આત્મિક, વૈજ્ઞાનિક કે શારિરીક દૃષ્ટિએ આ લોકોત્તર તીર્થના

દર્શનથી આત્માને પરમ લાભ છે.

## તીર્થક્ષેત્રમાં ધ્યાન રાખવા યોગ્ય બાબતો

(૧) તીર્થયાત્રા આત્માની સાધના માટે છે, ફરવા-ફરવા કે મોજશોખ માટે નથી. તેથી આત્માને આરાધક બનાવવા ધાર્મિક ઉપકરણો સાથે રાખવા. રેડીઓ વગેરે મોજશોખનાં સાધનો નહિ રાખવા. ધાર્મિક ઉપકરણોથી સામાયિક વગેરે કરવાં.

(૨) ક્રોધ-કષાય દૂર કરવા માટે આ તીર્થયાત્રા છે. યાત્રામાં કોઈ સાથે નાની બાબતોમાં લડાઈ કરી ક્રોધ ન કરવો. સમતા રાખવી.

(૩) આ તીર્થભૂમિ-સમગ્ર પહાડ પવિત્ર છે; પ્રતિષ્ઠિત કરેલ છે તેથી અંહી બુટ પહેરી ચડવું નહિ. બીડી વગેરે પીવું નહિ. અનાજ વગેરે ખાવું નહિ. પાણી પણ ન છુટકે વાપરવું. ખાવું-સંડાસ વગેરે ન કરવું. તેથી તીર્થની આશાતના થાય છે. અને આશાતનાથી ઘોર કર્મબંધન થાય છે. જે આત્મા વિધિપૂર્વક તીર્થ સ્પર્શના કરે છે તે આ ભવમાં સુખ મેળવે છે. અને અન્ય ભવમાં સમૃદ્ધિ મેળવે છે.



## પ્રકરણ ૭

# આ કાલમાં શત્રુંજય

શત્રુંજય એટલે આત્મિક સૌંદર્ય પ્રાપ્ત કરવાનું અમરધામ. જો કે આ કાલમાં કલા–કોતરણીની દૃષ્ટિએ આબુનાં મંદિરો બેનમુન ગણાય છે. પણ આત્મ કલ્યાણ, ધ્યાન અને યોગસિદ્ધિ માટે તથા આંતરશત્રુઓનો વિજય કરવા માટે શત્રુંજય એ બેનમુન છે. તથા એનું બાહ્ય સૌંદર્ય પણ અલૌકિક છે. પહાડની ઉંચી ભૂમિ પર જિનમંદિરો આવેલા છે. ઉંચા પહાડપર રમણીય અને કલાયુક્ત મંદિરો કરવાનું કારણ એક જ છે કે તેથી મનુષ્યોની દૃષ્ટિ ઉંચી બને, તેના આત્મામાં ભાવોલ્લાસ જાગે.

જૈન સંસ્કૃતિ અને વૈભવને ટકાવી રાખનાર આ શત્રુંજયની યાત્રાએ આવનાર યાત્રિકના માર્ગદર્શન કાજે કેટલીક વિગતો હવે વિચારીએ.

## યાત્રિકને માર્ગદર્શન

## "સૌરાષ્ટ્ર માહિતી ખાતાએ આપેલ વિગત"

ગુજરાત રાજ્યના રાજકોટ વિભાગના ભાવનગર જિલ્લામાં આવેલ પાલીતાણાનાં જૈન મંદિરો દર્શનીય છે. અમદાવાદથી સડક રસ્તે ૧૨૩ માઈલ થાય છે, અને રેલ્વે માર્ગે ૧૬૬ માઈલ અંતર થાય છે. ભાવનગર શહેરથી પાલીતાણા સડક રસ્તે ૩૩ માઈલ છે.

અને રેલ્વે માર્ગે (શીહોર થઇ) ૩૧ માઇલ દૂર છે. અમદાવાદથી ભાવનગર પાકી સડક છે. હાલ તો પાલીતાણા જવા માટે સૌરાષ્ટ્રના મુખ્ય મુખ્ય ગામોથી બસ સર્વિસો પણ ચાલે છે. પાલીતાણાથી દક્ષિણે ૧ માઇલ દુર શત્રુંજય પર્વત દેખાય છે.

જૈનોનાં અનેક તીર્થો છે. જેમાં સૌરાષ્ટ્રમાં ગિરનાર, ગુજરાતમાં તારંગા, મારવાડમાં રાણકપૂર તથા આબુ, કચ્છમાં ભદ્રેશ્વર, બિહારમાં સમેતશિખર તથા પાવાપુરી વગેરે છે. તે સર્વમાં શત્રુંજય શ્રેષ્ઠ છે.

દરેક જૈનની એવી અભિલાષા હોય છે, કે જીવનમાં એકવાર આ તીર્થ પર જઇને યાત્રા કરીને પોતાની શક્તિ અને શ્રદ્ધા મુજબ ધન વાપરવું. એકાદ મંદિર બંધાવવું. એકાદ પ્રતિમા ભરાવવી.

## રમણીય સ્થાન

શત્રુંજય પર્વત દરિયાની સપાટીથી લગભગ ૧૯૭૭ ફીટની ઉંચાઇએ આવેલ છે; આ પર્વતની બે ગિરિમાળાની વચ્ચેની ખીણ જે કુંતાસરનો ખાડો ગણાતો હતો તે આ કાળમાં શેઠ મોતીશા શ્રેષ્ઠિએ લાખો રૂ. નો વ્યય કરી પુરાવી તેના પર ભવ્ય મંદિરો બંધાવ્યા છે. શત્રુંજયના શિખર પર ૮૬૩ મંદિરો છે. જેમાંના કેટલાક ૧૨મી શતાબ્દીના છે, કેટલાક ૧૩મી શતાબ્દીમાં બંધાવેલાં છે.

શત્રુંજયની દક્ષિણે કલ કલ નિનાદ કરતી શત્રુંજયા નદી છે. તે પહાડની ચોતરફ વલયાકાર ચાંદીની માળા જેવી લાગે છે.

## મૂલનાયકનું મંદિર

મૂળનાયક આદિનાથનું મંદિર વૈભવની દૃષ્ટિએ પણ અતિ મૂલ્યવાન છે. તેનું સ્થાપત્ય ઘણું વૈભવશાળી છે. જ્યારે ભગવાનની આરતી થાય છે ત્યારે ભગવાનના અંગો મૂલ્યવાન ઝવેરાતથી સજા-

વવામાં આવે છે. આમેય મૂળનાયકની પ્રતિમા મનોહર અને ચમત્કારિક છે જ, તેમાં આંગી વગેરે ઝવેરાતથી વધુ દેદીપ્યમાન લાગે છે.

બીજાં અગત્યનાં મંદિરોમાં કુમારપાળનાં, વિમળશાનાં, સંપ્રતિ રાજાનાં, ચોમુખજીનાં, મોતીશાનાં મંદિર ખાસ દર્શનીય છે. પર્વત પર હનુમાન દ્વાર પાસે બે રસ્તા જાય છે. એક નવટુંકનો રસ્તો છે. ત્યાં અંગારશા પીરની કબર (સમાધિ) છે. નિઃસંતાન સ્ત્રીઓ માંહીં પારણાં ચડાવે છે. તે વિભાગની અગાશીમાંથી નીચેનું, ટેકરીઓનું અને ખીણનું દશ્ય તથા નદીની રજતમાળાનું દશ્ય ખરેખર મનોરમ્ય છે.

અહીં દેશદેશાવરથી હજારો બલ્કે લાખો યાત્રીઓ ગિરિરાજનો મહિમા સાંભળીને આ છે. અત્રે ૧૫ વર્ષ પૂર્વે ( સં. ૨૦૦૦ )માં પગથિયાં બંધાવ્યાં છે. ચઢાણ લગભગ બે માઈલ અને બે ફર્લાંગનું છે.

મુખ્ય તહેવારોમાં (૧) કાર્તિક પૂર્ણિમા (૨) ફાગણ સુદ ૧૩ (૩) ચૈત્રી પૂર્ણિમા (૪) વૈશાખ સુદ ૩ (અખાત્રીજ) (૫) અષાઢ પૂર્ણિમા. આ દિવસે લાખો યાત્રાળુઓ અત્રે આવે છે. એ સિવાય જોવાલાયક બાબુનાં મંદિરો, આગમમંદિર વગેરે છે. કાચના મંદિરના ઘુમ્મટમાં બહુરંગી કાચ જડેલા છે. અત્રે પાલીતાણા નગર જે ધર્મશાળાનું નગર છે તે યાત્રાળુઓથી મધપુડાની જેમ અવિરત ગુંજિત દેખાય છે. આ નગર યોગી નાગાર્જુને પોતાના ગુરુ શ્રી પાદલિપ્તાચાર્યની સ્મૃતિના અર્થે સ્થાપન કરેલું છે. એનું ગૌરવ અને પ્રસિદ્ધિ શ્રી શત્રુંજયને લીધે છે."

## પાલીતાણા અથવા પાદલિપ્તપુર.

આ નગર ભૌગોલિક દૃષ્ટિએ ઉત્તર અક્ષાંશ અંશ ૨૧, કલા ૩૧, વિકલા ૨૦, પૂર્વ અક્ષાંશ અંશ ૭૧, કલા ૫૩, વિકલા ૨૦ એ આવેલ

છે. યાત્રીઓ મુંબઈ, અમદાવાદ, સુરેન્દ્રનગર, ભાવનગર વિગેરેથી રેલ્વે બસ વાટે અત્રે આવે છે. મુંબઈથી ભાવનગર એરોપ્લેન પણ આવે છે.

પાલીતાણામાં પ્રવેશ કરતાં ગાડીઓમાં બેઠાં બેઠાં દૂર દૂર હરીયાળા લીલાછમ મેદાનોની પેલે પાર શ્રી શત્રુંજયના ધવલમંદિરોનાં ગગનચૂમ્બિ શિખરો દશ્યમાન થાય છે. ત્યારે યાત્રિકના મુખમાંથી તુરત સ્તવના સરી પડે છે

"આંખડીયે મેં આજ શેત્રુંજો દીઠો રે
સવા લાખ ટકાનો દહાડો રે... લાગે મને મીઠો રે"

અને સોનારૂપાના ફુલથી ગિરિરાજને વધાવે છે. આ રીતે અનંત પુણ્યનાં ફળરૂપ પ્રથમ શત્રુંજયદર્શન થતાં તે ભાવોલ્લાસ પ્રગટ કરે છે.

## આ નગરની ઉત્પત્તિ

આ નગરની ઉત્પત્તિ અંગે કેટલાક સુંદર ઉલ્લેખો મળે છે. પરમપ્રભાવક જૈનાચાર્ય શ્રી પાદલિપ્તસૂરીશ્વર ભૃગુકચ્છ (ભરુચ) થી શત્રુંજયની યાત્રાએ ગયા. તેમની પાસે આકાશગામિની વિદ્યા હોવાથી તેઓ પ્રતિદિન શત્રુંજય, ગિરનાર, પાવાપુરી વિગેરે યાત્રાએ જતા. શત્રુંજયની યાત્રા કરીને તે ઢંકા નગરીમાં આવ્યા. ત્યાં નાગાર્જુન નામે એક ક્ષત્રીય યુવક તેમના પરિચયમાં આવ્યો. આચાર્યની દિવ્ય શક્તિથી આકર્ષાઈ તે તેમની નિત્ય સેવા કરવા લાગ્યો. તે તેમના ચરણનું નિત્ય પ્રક્ષાલન કરતો. આચાર્ય પગે જે લેપ લગાડીને ગગનમાં ઉડતા હતા તે લેપની ૧૦૮ ઔષધિ નાગાર્જુને સુંઘી સુંઘીને પારખી લીધી. એકદા તે ઔષધિઓ જલમાં વાટી પગે લગાડી ઉડવા ગયો પણ કુકડાની જેમ થોડું ઉડીને પડી જવા લાગ્યો. એ સમયે આચાર્ય બહારથી આવ્યા. તેમણે કહ્યું :

"વત્સ! તારી બુદ્ધિ અને યત્ન યથાર્થ છે. પણ આ ઔષધિઓને ચોખાના ધોવણમાં વાટીને ચોપડવી જોઈએ. બસ. આ જ ખામી બાકી છે."

નાગાર્જુને પછી તે રીતે કરતાં તુરત વિદ્યા સિદ્ધ થઇ. ગુરૂની આવી ઉદારતાથી તે ગુરૂનો પરમ ભક્ત બન્યો. અને એ ઉપકારની સ્મૃતિ અર્થે આ પાદલિપ્તપુર વસાવ્યું તેમાં પ્રભુ મહાવીરસ્વામિના મંદિરે (શ્રી પાદલિપ્તસૂરિની) ગુરુમૂર્તિની પણ સ્થાપના કરી.

તે નાગાર્જુને બાર વર્ષ પર્યંત શ્રમ કરીને સુવર્ણસિદ્ધિનો રસ તૈયાર કર્યો. તે સિધ્ધરસનું પાત્ર ભેટ આપવા માટે પોતાના એક શિષ્યને આચાર્ય પાસે મોકલ્યો, તે શિષ્યે આચાર્યને પાત્ર ભેટ આપ્યું. તેમણે તે પાત્ર ફેંકી દીધું અને કહ્યું "વત્સ! આ જગતની આવી માયા સંસારીઓને ભલે પ્રિય હોય, અમારે તો આત્માનો જ્ઞાનરસ એ જ સિધ્ધરસ છે. અરે! યોગીઓના મલ-મૂત્રમાં પણ સુવર્ણસિધ્ધિ છે."

શિષ્યને આ સમયે પારખું કરવાનું મન થયું. જ્યાં આચાર્યના માત્રાની જગ્યા હતી ત્યાં જ તે રસોઇ કરવા બેઠો. અને આશ્ચર્ય એ થયું કે રસોઇના સાધનો, લોખંડના ચીપીયા વગેરેને ગુરુમાત્રાનો સ્પર્શ થતાં તે સુવર્ણમય બની ગયા.

આ વાત નાગાર્જુને જાણી અને તે આચાર્યની પાસે આવી તેમના ચરણમાં પડ્યો. આચાર્યે મીઠો ઠપકો આપતાં કહ્યું "વત્સ! જે શ્રમ તેં નશ્વર સુવર્ણ સિદ્ધિ માટે કર્યો તે શ્રમ તેં આત્મા માટે કર્યો હોત તો તું આજે આત્મ સામ્રાજ્યનો માલિક બન્યો હોત!"

આ રીતે નાગાર્જુન પ્રતિબોધ પામ્યો. તેણે વસાવેલું શ્રી પાદલિપ્તપુર (પાલીતાણા) આજે અનેક યાત્રિકોનું મધ્યબિન્દુ

બન્યું છે. શ્રી પાદલિપ્તસૂરિએ જ્ઞાનના વારસામાં 'નિર્વાણ કલિકા' તથા 'પ્રશ્ન પ્રકાશ' નામે જ્યોતિષ ગ્રંથ લખ્યો છે.

તેઓ કાળધર્મ પામી બીજા દેવલોકમાં ઇંદ્ર થયા.

# પાલીતાણાના જિનમંદિરોની યાદી

મૂલનાયક ભગવાન ધર્મશાળાનું નામ

૧ શ્રી સુમતિનાથ ભગવાન, સ્ટેશન સામે, ગુરૂકુલમાં.
૨ શ્રી આદિનાથ ભગવાન, પાલીતાણા ગામમાં.
૩ શ્રી ગોડી પાર્શ્વનાથ ભગવાન, પાલીતાણા ગામમાં.
૪ શ્રી મહાવીર સ્વામિ, વીરબાઇ પાઠશાળા.
૫ શ્રી આદિનાથ ભગવાન, મોતીસુખીયાની ધર્મશાળા.
૬ શ્રી ચૌમુખજી ભગવાન, નરસી કેશવજીની ધર્મશાળા.
૭ શ્રી ચંદ્રપ્રભુ ભગવાન, નરશી નાથાની ધર્મશાળા.
૮ શ્રી આદિનાથ ભગવાન, શ્રી શત્રુંજય વિહાર (નૂતન મંદિર)
૯ શ્રી સુમતિનાથ ભગવાન, શ્રી માધવલાલની ધર્મશાળા.
૧૦ શ્રી પાર્શ્વનાથ ભગવાન, શ્રી જસકોર ધર્મશાળા.
૧૧ શ્રી વાસુપૂજ્ય સ્વામિ, પંજાબી ધર્મશાળા.
૧૨ શ્રી શાંતિનાથ ભગવાન, શ્રી આરિસા ભુવન.
૧૩ શ્રી પાર્શ્વનાથ ભગવાન, શ્રી વલ્લભ વિહાર.
૧૪ શ્રી શાન્તિનાથ ભગવાન, શ્રી શ્રાવિકાશ્રમ.
૧૫ શ્રી પાર્શ્વનાથ ભગવાન, બાલાશ્રમ.
૧૬ શ્રી વાસુપૂજ્ય સ્વામિ, જૈન સોસાયટી.
૧૭ શ્રી ચૌમુખજી, શ્રી આગમ મંદિર.

આ સિવાય આચાર્ય મ. શ્રી વિજયામૃતસુરીશ્વરજી મ. ના ઉપદેશથી આચાર્ય પરંપરા મંદિર તૈયાર થઈ રહેલ છે. તેમાં શ્રી કેશરીયાજી મંદિર, શ્રી પ્રાગજી ઝવેર ધર્મશાળા તથા ભોજનશાળા તથા આચાર્ય પરંપરા મૂર્તિઓની સં. ૨૦૨૫ માં પ્રતિષ્ઠા થશે.

# પાલીતાણાની ધર્મશાળાઓની યાદી

૧ દિગંબર ધર્મશાળા.
૨ મસાલીઆની ,,
૩ શેઠ હેમાભાઈની હવેલી
૪ શેઠ મોતીશાની ધર્મશાળા
૫ સાત ઓરડાની ,,
૬ ભાવનગરવાળાની ,,
૭ શેઠ હેમાભાઈની ,,
૮ શ્રી હઠીચંદની ,,
૯ શ્રી લલ્લુભાઇની ,,
૧૦ રણશી દેવરાજની ,,
૧૧ નરશી કેશવજીની ,,
૧૨ જામનગરવાળાની ,,
૧૩ શ્રી કંકુબાઈની ,,
૧૪ ચાંદ ભુવન ,,
૧૫ ચંપ નિવાસ ,,
૧૬ ખુશાલ ભુવન ,,
૧૭ શાંતિ ભુવન ,,
૧૮ દેવશી પુનશીની ધર્મશાળા
૧૯ ભાવસારની ,,
૨૦ જીવનનિવાસ ,,
૨૧ પુરબાઈની ,,
૨૨ મહાજનનો વંડો
૨૩ નરશી નાથાની ,,
૨૪ મગન મોદીની ,,
૨૫ બ્રહ્મચર્યાશ્રમ ,,
૨૬ કોટાવાળાની ,,
૨૭ શત્રુંજય વિહાર ,,
૨૮ માધવલાલ બાબુની ,,
૨૯ ઉમાજી ભુવન ,,
૩૦ (આત્માનંદ) પંજાબી ,,
૩૧ જિનહરી ,,
૩૨ જિનેન્દ્ર ભુવન ,,
૩૩ આરિસા ભુવન ,,
૩૪ આનંદ ભુવન ,,

| | |
|---|---|
| ૩૫ દત્તરી નિવાસ ,, | ૪૪ માલવાડા(મગન)ની ,, |
| ૩૬ નહાર બિલ્ડીંગ ,, | ૪૫ જૈન ભુવન ,, |
| ૩૭ પનાલાલ બાબુની ,, | ૪૬ વલ્લભ વિહાર ,, |
| ૩૮ પાટણવાળાની ,, | ૪૭ વૃદ્ધિ-નેમિ-અમૃત વિહાર |
| ૩૯ સુરજમલની ,, | ૪૮ સુતરીઆ નિવાસ ધર્મશાળા |
| ૪૦ નગીનદાસક પુરની ,, | ૪૯ પાંચ બંગલા ,, |
| ૪૧ ઘોઘાવાળી ,, | ૫૦ હિંમત વિહાર ,, |
| ૪૨ મોતી સુખીયાની ,, | ૫૧ મહારાષ્ટ્ર ભુવન ,, |
| ૪૩ કલ્યાણભુવન ,, | ૫૨ પ્રાગજી ઝવેરભાઇ ,, |

# પાલીતાણાની કેટલીક સંસ્થાઓ

**શ્રી યશોવિજય જૈન ગુરુકુલ**— પાલીતાણા સ્ટેશનથી નગર તરફ જતાં પ્રથમ શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ (વિદ્યાર્થી બોર્ડીંગ) આવે છે. તેમાં અસો ઉપરાંત વિદ્યાર્થીઓને રહેવાની-જમવાની ધાર્મિક તેમ જ વ્યવહારિક અભ્યાસની સગવડ છે. બોર્ડીંગમાં શ્રી સુમતિનાથ પ્રભુનું મંદિર નાનું છતાં દર્શનીય છે. તેમાં ઉ. શ્રી યશોવિજયજી મ. ની તથા શ્રી સરસ્વતીદેવીની મૂર્તિ સુંદર અને દેરાક છે.

### શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી

આ પેઢી (મૂળ પેઢીની બ્રાન્ચ) નું મકાન શત્રુંજય વિહારની સન્મુખ છે. શત્રુંજયનાં સમગ્ર મંદિરોનો વહીવટ તથા સાધુ સાધ્વી-ઓને આદિકાને સહાયક થવાનું તેનું કાર્ય છે. એમાં અનેક ધાર્મિક ખાતા છે. તેનો તે વહીવટ સંભાળે છે. અત્રેની સમગ્ર માહિતી અહીંયાં મળે કે મુનિમજી સૌજન્યશાલી છે.

## પાઠશાળાઓ

અહીં જૈન તત્વજ્ઞાનનો અભ્યાસ કરાવવા માટે કેટલીક પાઠ-શાળાઓ છે. (૧) શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળા (૨) શ્રી સૂક્ષ્મ તત્વ બોધ પાઠશાળા (૩) શ્રી જૈન શ્રેયસ્કર મંડળ (૪) શ્રી હરિબાઈ પાઠશાળા (૫) શ્રી વીરબાઈ પાઠશાળા (૬) શ્રી નીતિ-સૂરીશ્વર પાઠશાળા (૭) શ્રી બાબુ બુધ્ધિસિંહજી જૈન પાઠશાળા આ પાઠશાળાનો લાભ ચતુર્વિધ સંઘ લે છે.

## સાહિત્ય મંદિર તથા આગમ મંદિર

આ બન્નેમાં જૈન તત્ત્વજ્ઞાનનાં સુંદર ગ્રંથોનો સંગ્રહ છે. લાયબ્રેરી છે. જેનો સાધુ-સાધ્વી સારો લાભ લે છે. મુનિમ અનોપચંદજી દેખરેખ સારી રાખે છે. ત્રીજી એક લાયબ્રેરી આણંદજી કલ્યાણજી પેઢીના મકાનમાં પણ છે.

## આયંબિલભુવન

ચતુર્વિધ સંઘને આયંબિલ કરવા માટે આ મકાન દાણાપીઠમાં છે. વ્યવસ્થા સુંદર છે. દરરોજ બસો ઉપરાંત આયંબિલ થાય છે. સાધુ-સાધ્વી પણ સારો લાભ લે છે. તિથી લખાવનારને પરમ લાભ છે.

## ચતુર્વિધ સંઘ સિદ્ધક્ષેત્ર જૈન ભોજનશાળા

આ મકાન શ્રી હેમચંદ્રાચાર્ય પાઠશાળાની (આ૦ પેઢીની) સામે છે. તેમાં સાધુ સાધ્વીની ભક્તિ પણ થાય છે. આ સંસ્થા ઉપકારક છે. દરરોજ ત્રણસો ઉપરાંત યાત્રિકોને સસ્તામૂલ્યે ભોજન અપાય છે. આ સિવાય ચંપાનિવાસમાં જૈન ભોજનાલય છે.

## બ્રહ્મચર્યાશ્રમ તથા બાળાશ્રમ તથા શ્રાવિકાશ્રમ

આ ત્રણે સંસ્થામાં પ્રથમ બેમાં વિદ્યાર્થીઓને તથા શ્રાવિકા-

શ્રમમાં બેનોને અભ્યાસ ભોજન રહેવાની વિગેરે સગવડ છે. શ્રાવિકાશ્રમનું વિશાળ નૂતન મકાન તલાટીરોડ પર છે. જેમાં ૧૫૦ બેનોને ધાર્મિક સંસ્કાર વગેરે અપાય છે.

આ સિવાય પણ અનેક ધાર્મિક વ્યવહારિક સંસ્થાઓ છે.

## જોવા લાયક સ્થળો :

પાલીતાણા નગરમાં જોવાલાયક સ્થળોમાં (૧) મહારાજાનો હવામહેલ (૨) પંચભીભીનો રોજો (૩) શુરવીરોના પાળીયા (૪) ઓવન પૂલ (૫) સાવગીગાની વાવ (૬) ભીડભંજન મહાદેવ (૭) ભૈરવનાથનું મંદિર (૮) ભવ્ય દરબાર હોલ (૯) નંદકુંવર અનાથાશ્રમ (૧૦) ચેતન સમાધિ (કાન બાવાની).

ગામમાં ઉપાશ્રયો છે.

અહીં સાધુ સાધ્વી વિશેષે આવના હોવાથી યાત્રિકો અહીં આવી તેમને વસ્ત્ર-પાત્ર આહારાદિ અર્પણ કરી ભક્તિ કરે છે. અહીં સિધ્ધક્ષેત્રમાં જે ધન વપરાય છે તે સન્માર્ગે જાય છે. આવનાર યાત્રિકે સાત ક્ષેત્રમાં ધન વાપરી પોતાની લક્ષ્મી સફલ કરવી. સાત ક્ષેત્ર-(૧) જિનમંદિર (૨) જિનપ્રતિમા (૩) સમ્યગ્જ્ઞાન (૪) સાધુ (૫) સાધ્વી (૬) શ્રાવક (૭) શ્રાવિકા.

પાલીતાણાનગરથી તળાટી વચ્ચે શત્રુંજય પ્રતિ જતાં માર્ગમાં શ્રાવિકાશ્રમમાં શ્રી શાન્તિનાથ અને બાળાશ્રમ તથા વલ્લભવિહારમાં શ્રી પાર્શ્વનાથના મંદિર આવે છે ત્યાં દર્શન કરતા જવું.

## સતીવાવ

અમદાવાદવાળા શ્રી સુરચંદના પુત્ર લક્ષ્મીચંદભાઈએ આ વાવ સં. ૧૬૫૭માં બંધાવેલ છે. આગળ દેરીમાં શ્રી ગોડીજી પાર્શ્વનાં પગલાં છે.

## રાણાવાવ

આગળ જતાં રાણાવાવ આવે છે. જે શેઠ ભુખણદાસે (સુરત-નિવાસી) આ વાવ બંધાવી છે. બાજુમાં ઉંચા ઓટલા પર મેઘ-મુનિનો સ્તુપ છે તેમાં બે પગલાં જોડી છે.

## કાચનું મંદિર

આ મંદિર દર્શનીય છે. ઘુમ્મટમાં રંગબેરંગી કાચના ઝુમ્મર અને દિવાલો પર તીર્થપટો તથા ભગવાનની પાછળ સોનાચાંદીનું કામ મનોહર છે. શ્રી વાસુપૂજયસ્વામિના પ્રતિમાજી સૌમ્ય અને ભવ્ય છે. મંદિરની આજુબાજુ વિશાળ ઉદ્યાન છે. સ્થળે સ્થળે વિરામાસન છે.

## ભાતાતલાટી

તળેટીની બાજુમાં આ. ક. પેઢીનાં પ્રમુખ શેઠ લાલભાઈ દલપતભાઈના માતુશ્રી ગંગાબાઈએ ખર્ચ કરીને રૌનકદાર કમાનો અને સુશોભિત છત્રવાળું વિશ્રામસ્થાન કરેલ છે. તેમાં ચોમાસાના ચાર માસ સિવાય યાત્રાળુને ભાતું અપાય છે. ભાતામાં લાડુ ગાંઠીયા મેસુર ઈત્યાદિ હોય છે.

ભાતુ આપવાની ભક્તિ કરનાર માટે આ. ક. પેઢી વ્યવસ્થા કરે છે.

## આગમમંદિર

પૂજ્ય જૈનાચાર્ય સાગરાનંદસૂરીશ્વરજી મહારાજના ઉપદેશ અને શ્રમથી સુખી શ્રાવકવર્ગે જૈન શાસ્ત્રમાં પ્રસિધ્ધ પીસ્તાલીશ આગમોના પાઠ આ આગમ મંદિરમાં કોતરાવ્યા છે. જે સર્વ પાઠ આરસની તખ્તીઓમાં કોતરેલા છે તે ભવિષ્યની પ્રજા માટે ઘણા ઉપકારક છે. ભવ્ય "દેવપ્રાસાદ"માં શ્રી ચોમુખજીની મનોહર મૂર્તિઓ બિરાજે છે. તેમાં ફરતી ૪૩ દેરીઓ છે.

બાજુમાં ગણધર મંદિર છે. તે શેઠ અમૃતલાલ કાળીદાસે બનાવ-રાવ્યું છે. તેની બાજુમાં આગમોધ્ધારક સાગરજી મહારાજનું ગુરુમંદિર છે. તે આગમમંદિરની પ્રતિષ્ઠા જામનગરનિવાસી શેઠ પોપટલાલ ધારશીભાઈના તરફથી સં. ૧૯૯૯ના મહા વદ ૧૦ના રોજ થયેલ છે.

## જય તલેટી.

એ મંદિરથી આગળ જતાં 'જય તલાટી' દૃશ્યમાન થાય છે. બન્ને બાજુ પાષાણના કલામય હાથીઓ યાત્રીઓનું સ્વાગત કરે છે. સામે ગિરિરાજની નાની સુંદર સ્થાપના છે. બન્ને બાજુ દેરી છે બન્નેમાં શ્રી આદિનાથ પ્રભુની ચરણ પાદુકા છે. જય તલાટીમાં કુલ ૨૮ દેરીઓ છે. પગલાંની જોડી ૪૨ છે. સામે બાજુનાં અતિ-હાસિક મંદિરો છે. જાણે શત્રુંજયનું પ્રવેશ દ્વાર છે. આ નિહાળતાં યાત્રિકોનો પ્રવાસનો બધો થાક ઉતરી જાય છે. આત્મામાં અવર્ણનીય આનંદ પ્રાપ્ત થાય છે.

પૂર્વના કોઈ અસંત પુણ્યના યોગે શત્રુંજયના પ્રત્યક્ષ દર્શન થતાં અંતરાત્માની હૃદયોર્મિ નાચી ઉઠે છે. મુખ પર દિવ્ય ભાવ પથરાય છે. શરીરમાં રોમાંચ ખડા થાય છે. જય તલાટીએ ચૈત્યવંદન કરતાં તેના મુખમાંથી સ્તવન સરી પડે છે...

"સિધ્ધાચલગિરિ–વિમલાચલગિરિ ભેટ્યા રે...
ધન્ય ભાગ્ય હમારા...
એ ગિરિવરનો મહિમા મોટો કહેતાં ન આવે પારા
રાયણ રૂખ સમોસર્યા સ્વામિ–પૂર્વ નવાણું વારા–રે
ધન્ય ભાગ્ય હમારા."

યાત્રિક ગિરિરાજના પગથિયાં ચડવા થનગની રહ્યો હોય છે. પગથિયું શરૂ કરે છે ત્યાં બાજુનાં મંદિરના કલામય દ્વાર સ્વાગત કરે છે.

——■——

પ્રકરણ ૮

# શત્રુંજય યાત્રા પ્રારંભ

## ધનવસી ટુંક (બાબુના મંદિર)

દૂર દૂરથી જે મંદિરોનાં શિખર દેખાય છે તે બાબુનાં મંદિર, મુર્શિદાબાદનિવાસી રાયબહાદુર ધનપતસિંહજીના માતુશ્રી મહેતાબ-કુંવરના નામથી બંધાયેલાં છે. સં. ૧૯૫૦માં આની પ્રતિષ્ઠા ધન-પતસિંહજીના તરફથી થયેલી હતી.

પ્રવેશ કરતાં દશ દેરીઓ આવે છે. જેની પ્રતિષ્ઠા (સં. ૨૦૨૩) ના પૂ. આ. શ્રી વિજયામૃતસૂરીશ્વરજી આદિના હસ્તે શ્રી ચીનુભાઈની પ્રેરણાથી વિવિધ શ્રાવકોના તરફથી થઈ હતી. તે દેરીઓ અને પટો દર્શનીય છે.

અંદર પ્રવેશતાં જમણી તરફ રત્નમંદિર છે, તેમાં રત્નની પ્રતિમાઓ છે. બાજુમાં સહસ્રકુટ મંદિર છે. ડાબી બાજુ શ્રી જિનદત્તસૂરિજી, શ્રી કૃપાચંદ્રસૂરિજી, શ્રી જિનકુશલસૂરિજી આદિની ગુરુમૂર્તિઓ છે.

બીજા પ્રવેશદ્વારમાં પંચકલ્યાણકના, સમેતશિખર, ગિરનાર વગે-રેના તીર્થપટો છે. તેની બાજુમાં શ્રી મોહનલાલજી મહારાજની મૂર્તિ છે. સામે મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનનું નવ દ્વારવાળું વિશાળ જિનાલય, રંગમંડપ, સામે પુંડરીક સ્વામિનું મંદિર, ચારે તરફ

ફરતી ૮૪ દેવકુલિકાઓ છે; મૂલમંદિરની પાછળ રાયણવૃક્ષ અને દાદાનાં પગલાં છે. આ મૂલમંદિરમાં મોટા દર્પણ અને ઘુમ્મટમાં રંગબેરંગી ઝુમ્મરો ઝુલી રહ્યા છે. કાચની ચમકતી છત જાણે હીરાજડિત હોય તેમ આકર્ષક લાગે છે. રંગમંડપમાં સંગેમરમરનું કામ પણ મનોહર છે

મંદિરની બાજુમાં વિશાલ નૂતન જલમંદિર છે. આ પાવાપુરીની સ્થાપના છે. તેમાં શ્રી મહાવીરસ્વામિની સૌમ્યપ્રતિમા ભવ્ય છે. મંદિરની ચારે તરફ જલરાશિના કુંડો છે. મંદિરની દિવાલો પણ ભક્તજનોએ ખાલી રાખી નથી. તેમાં પંચકલ્યાણકના ચિત્રો-સુરિમંત્રના પટ વગેરે કોતર્યા છે. બહાર નિકળતાં ૧૫ ફુટ ઉંચી આદિનાથની પ્રતિમા પૂ જૈનાચાર્ય શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી પ્રાપ્ત થયેલ તે દર્શનીય છે.

આની મંદિરોની હારમાળા નિહાળી પૂર્વની જૈન પ્રજા કેવા કલાપ્રિય, વૈભવશાળી, ધર્મિષ્ટ અને ઉદાર હશે તેની ઝાંખી થાય છે. ઉંચા પહાડપર મંદિરો બંધાવી પોતાની ઉંચી દૃષ્ટિ અને ઉંચા આદર્શની તેઓ પ્રતિતિ કરાવી રહ્યા છે. ભાવિ પ્રજા આમાંથી પ્રેરણા લે તે જ એક હેતુ છે.

## હંસવાહિની સરસ્વતી

જયતલાટીથી ઉપર ચડતાં ડાબી બાજુએ શ્રી અજિતનાથની ચરણપાદુકા આવે છે. જમણી તરફ ૭ દેરીઓ છે તેમાં ક્રમસર (૧) શ્રી ગૌતમસ્વામી (૨) શ્રી ધર્મનાથ (૩) શ્રી કુંથુનાથ (૪) નેમિનાથ વગેરેનાં પગલાં છે. તેનાથી થોડેક આગળ હંસવાહિની સરસ્વતીની સૌમ્યમૂર્તિ છે. પૂર્વે અહિં કેટલાક મુનિઓએ આ ગુફામાં ધ્યાન કરેલ. તેને દેવીએ વરદાન આપેલ. એની દંતકથા છે.

ગુફા એકાંતસ્થાનમાં હોવાથી ધ્યાન માટે યોગ્ય છે. સરસ્વતી-દેવી જ્ઞાનની અધિષ્ઠાત્રી હોવાથી જ્ઞાનની સ્તુતિ કરી મૂલ પગથિયે આ॥ ઉપર ચડવું.

## ભરત ચક્રવર્તી

જય તલાટીથી ઉપર ચડતાં માર્ગમાં પરબો, કુંડો વગેરે આવે છે. બીજા વિશ્રામસ્થાન પર ભરતચક્રવર્તીનાં પગલાં સં. ૧૬૮૫માં સ્થાપન થયેલાં છે. યાત્રિકે જ્યાં જ્યાં પગલાં દેખાય ત્યાં અવશ્ય નમસ્કાર કરતા જવું.

ભરતચક્રવર્તી–તે ભગવાન ઋષભદેવના પુત્ર હતા. પૂર્વભવમાં ૫૦૦ મુનિઓની ભાવથી ભક્તિ કરી હતી એ અપૂર્વ ભક્તિના પ્રભાવે આ અવસર્પિણી કાલમાં તે ઋષભદેવના પુત્ર અને પ્રથમ ચક્રવર્તી રાજા થયા. છ ખંડ પૃથ્વીને જીતી, તેઓ એકદા અરિસા-ભુવનમાં પોતાની મનોહર કાયાને નિહાળી રહ્યા હતા. ત્યાં આંગળી પરથી એક મુદ્રિકા સરી પડી. મુદ્રિકા વિના બેડોળ લાગતી આંગળી જોઈ સવ અલંકાર ઉતાર્યા. તેમણે વિચાર્યું; "અહો ! આ સર્વ બાહ્યરૂપ અલંકારનું છે. અને એ સમયે શરીરની વિરૂપતા, ક્ષણિકતા ભાવતાં આત્માની ધ્યાનધારા પર ચડી કેવળજ્ઞાન પામ્યા અને મુક્તિ પામ્યા.

એમણે શત્રુંજયનો પ્રથમ ઉદ્ધાર કરાવેલો.

આ પગલાં નિહાળી યાત્રિકને પણ આવા ઉન્નત ભાવો આવે તો તે પણ આત્મગુણ અલંકારને પ્રાપ્ત કરે. આવા દિવ્ય ભાવોની મોજ, ગિરિરાજ પર પ્રભાતના મધુર સમયે ચડતા, સંસ્કારી આત્મા જરૂર માણી શકે... કહ્યું છે કે–

**એકેકુ ડગલું ભરે શેત્રુંજા સમો જેહ,**
**ઋષભ કહે ભવ ક્રોડના કર્મ ખપાવે તેહ.**

## ઇચ્છાકુંડ અને વરદત્તનાં પગલાં

આગળ જતાં થોડોક કાચી સડકનો માર્ગ આવે છે. ત્યાં ઇચ્છાકુંડ આવે છે. તે સુરતવાળા ઇચ્છાચંદ શેઠે સં. ૧૬૮૧માં બંધાવેલ તેમાં શિલાલેખ અને શેઠની મૂર્તિ પણ છે.

આગળ જતાં જમણી તરફ દેરીમાં શ્રી આદિનાથ, શ્રી નેમિનાથ અને શ્રીવરદત્ત ગણધરનાં પગલાં આવે છે. તે ગણધરે શત્રુંજયનો મહિમા ભવ્યજીવોની આગળ કહ્યો હતો. તે ગણધર શ્રી નેમિનાથ પ્રભુની સાથે ગિરનાર પર મુક્તિ પામ્યા હતા.

આગળ જતાં લીલી પરબ આવે છે

શ્રીજા વિસામે આદિનાથ પ્રભુનાં પગલાંની દેરી છે. બાજુમાં કુમારપાળ રાજાએ બંધાવેલ કુમારકુંડ છે.

## કુમારકુંડ

આ કુંડ ચૌલુક્યવંશીય પરમાર્હત્ રાજા કુમારપાળનો બનાવરાવેલો છે. આ કુંડને નિહાળતાં રાજા કુમારપાળનો સુંદર રાજ્યકાળ સુવર્ણકાળ તથા તેમનો ધર્મપ્રેમ તથા પૂ. હેમચંદ્રાચાર્ય પ્રતિની ભક્તિ અને શ્રદ્ધા તથા શત્રુંજયનો કાઢેલો સંઘ વગેરે યાદ આવે છે.

જ્યારે બાહડ મંત્રીએ શત્રુંજયનો, સંઘ કાઢ્યો. (સં. ૧૨૧૩), ૧૪મો ઉધ્ધાર કરાવ્યો ત્યારે કુમારપાળના પિતાના નામે "ત્રિભુવન પ્રાસાદ" નામે મંદિર બંધાવેલ. આ વાત રાજા કુમારપાળે જાણી ત્યારે તેમને તે મંદિર જોવાની ઉત્કંઠા જાગી. એ સમયે હેમચંદ્રાચાર્યની વાચનામાં પણ "શત્રુંજય મહાત્મ્ય" ચાલતું હતું. તેથી રાજા કુમારપાળે સંઘયુક્ત શત્રુંજયની યાત્રા કરી.

તે સમયે સંઘમાં ૭૨ સામંત રાજાઓ, બાહડ આદિ ૨૪ મંત્રીઓ, આ. હેમચંદ્રસૂરિ આદિ સાધુગણ, વિશાળ સાધ્વીગણ અને

આકરી કસોટી કરી. બાદ તે સફળ થયા જાણી સંયમનો મહોત્સવ શ્રીકૃષ્ણે કર્યો.

તે થાવચ્ચાપુત્ર મુનિ જ્ઞાનમાં ઘણા આગળ વધ્યા. તેમણે શૈલક-નગરના શૈલકનામના રાજાને પણ પ્રતિબોધ કરી શ્રાવકના વ્રત આપ્યાં. સુદર્શન નામનો એક ગ્રહસ્થ શુક નામના તાપસનો પરમ-ભક્ત હતો, તે શુક તાપસનેપણ થાવચ્ચા પુત્ર મુનિએ પ્રતિબોધ કરી જૈન દીક્ષા આપી. તે તાપસના સકલ શિષ્યો પણ જૈન મુનિ બન્યા.

આમ થાવચ્ચા પુત્રે જૈન શાસનની ઘણી પ્રભાવના કરી. છેવટે શુક મુનિને આચાર્ય પદવી આપીને તેઓ અંતકાળ નજીક જાણી સિદ્ધગિરિ પર આવ્યા. અને અહીં અણસણ કરી એક માસને અંતે કર્મ ખપાવી મુક્તિ પામ્યા.

## શુક પરિવ્રાજક

મહર્ષિ થાવચ્ચાપુત્રના પટ્ટધર શ્રી શુકાચાર્ય પરમજ્ઞાની થયા. એકવાર શિષ્યમંડળ સાથે વિચરતા તેઓ શૈલકનગરમાં પધાર્યા. રાજા શૈલકે તેમનું ભવ્ય સ્વાગત કર્યું. શુકાચાર્યે વૈરાગ્યવાહિની દેશના આપી. શૈલકરાજા પ્રતિબોધ પામ્યા. અને પાંચસો મંત્રીઓ સહિત સંયમ લીધું.

રાજર્ષિ શૈલકમુનિ પણ જ્ઞાન અને તપોબળમાં બલિષ્ટ થયા જાણી શુકાચાર્યે તેમને આચાર્યપદે વિરાજિત કર્યા.

શુકાચાર્ય ઘણા સમયપર્યંત શાસનની પ્રભાવના કરી. ઘણા ભવ્યઆત્માનો ઉધ્ધાર કર્યો. અને છેવટે ૧ હજાર મુનિવરો સાથે સિધ્ધગિરિ તીર્થમાં કેવળજ્ઞાન પામી મુક્તિ પામ્યા.

## શૈલકાચાર્ય

શિષ્ય સમુદાયયુક્ત ગામે ગામ વિચરતા એવા શૈલકાચાર્યને

એકદા વિદ્યાધર મુનિનો બન્નેને ભેટો થઈ જાય છે. શુધ્ધ પંચ મહાવ્રતનો ઉપદેશ સાંભળે છે. શત્રુંજયનો મહિમા શ્રવણ કરે છે, અને બન્ને ભાઈ દશકોટી સહિત શુધ્ધ ચારિત્ર અંગિકાર કરે છે. કંદમૂલનો ત્યાગ કરી શુધ્ધ ચારિત્ર પાળી કર્મ ખપાવવા તેઓ શત્રુંજય ગિરિપર આવે છે.

બન્ને મહામુનિ દશકોટી સાધુસહિત શત્રુંજયનાં દર્શન કરે છે, અહીં તેઓ માસખમણ કરે છે. સિધ્ધક્ષેત્રમાં ઉગ્રતપ તપતા ક્ષપક શ્રેણિ કરી શુભધ્યાનથી કર્મ ખપાવી–કેવળજ્ઞાન પામી કાર્તિક સુદિ પુનમના રોજ દશકોડ મુનિ સહિત મોક્ષે જાય છે.

જે દિવસે તેઓ મુક્તિ પામ્યા તેનો આજે પણ જૈનો મહિમા કરે છે. કાર્તિક પૂર્ણિમાએ શત્રુંજયમાં મેળો ભરાય છે તે આ મહિમાને લીધે છે.

## શ્રી અઈમુત્તામુનિ

શ્રી પેઢાલપુરનગરમાં વિજયરાજાને શ્રીમતી નામે રાણી હતી. તેમને પુનમના ચંદ્ર જેવો વદનવાળો અતિમુક્તક નામે રાજકુમાર હતો. તે એકદા ગવાક્ષમાં બેઠો હતો. તેની ઉંમર માત્ર દશ વર્ષની હતી.

એ સમયે રાજમાર્ગ પર ગોચરી કાજે આવતા શ્રી ગૌતમગણધરને જોયા. તેમની સુવર્ણસદશ ઝગહળતી કાયા અને જ્ઞાનતેજ ભરપુર વદન નિહાળી તે કુમાર પ્રભાવિત થયો. નીચે ઉતરી શ્રી ગૌતમસ્વામીને આગ્રહ કરી પોતાના મહેલે આહાર કાજે લઈ આવ્યો. માર્ગમાં તેણે ગુરૂવર્યને સંયમ, આત્મા, કર્મ સંબંધી પ્રશ્નો પુછ્યા.

સાક્ષાત્ ભગવાન ગૌતમસ્વામી સમજાવે પછી પૂછવું જ શું ? પૂર્વભવનો સંસ્કારી તે કુમાર પ્રતિબોધ પામ્યો. ભાવથી મહેલે

લાની ગૌતમસ્વામિને મોદક વહોરાવી, માતાપિતાની અનુમતિ લઈને તેણે ભગવાન મહાવીર પાસે સંયમ લીધું.

તે બાલમુનિ જ્ઞાન-ચારિત્રની સુંદર ઉપાસના કરવા લાગ્યા. એકવાર પ્રભાતમાં તે એક શ્રેષ્ઠિને ત્યાં ગોચરી ગયા. તેની પુત્રવધુએ ચમકતા નિર્દોષ વદનવાળા બાલમુનિને જોયા અને તેણે જરાક ગમ્મતમાં કહ્યું: "બાલમુનિ! કેમ આટલું વહેલું કર્યું?"

એણે એ ભાવમાં પૂછ્યું-(૧) કેમ વહેલી દીક્ષા લીધી? (૨) કેમ વહેલા આહાર લેવા નિકળ્યા? મુનિ નાના હતા પણ જ્ઞાનીના ઉપાસક હતા. તેમણે જવાબ આપ્યો: "હું જાણું છું પણ જાણતો નથી." તે સ્ત્રીએ ફરી પૂછ્યું: "એટલે શું?" બાલમુનિએ કહ્યું: 'મારા ગુરૂને અર્થ પુછજો." તે સ્ત્રીએ જ્યારે તેનો અર્થ ગુરૂ પાસેથી જાણ્યો કે "હું જાણું છું કે મરણ આવવાનું છે, પણ ક્યારે તે જાણતો નથી. એમ બાલમુનિએ કહ્યું છે" ત્યારે તે સ્ત્રી પ્રભાવિત બની અને બાલમુનિના જ્ઞાનને વંદન કરી રહી.

એકવાર વિહાર કરતાં બાલમુનિએ બીજા બાળકોને કાગળની હોડી પાણીમાં તરાવતા જોયા. તે જોઇ બાલસહજ ભાવે તેઓ પણ પાણીમાં એક પાત્ર મુકી બોલ્યા: "આ મારી હોડી!" ત્યાં રહેલા બાળકો હસી પડ્યા.

સ્થવિર મુનિએ આ જોયું અને તેમણે ઠપકો આપ્યો: "હે મુને! આ પાત્ર સંયમની પુષ્ટિ માટે ખરેખર નૌકા સમાન છે પણ તમે તો કાચા પાણીનો સ્પર્શ કરી અપૂકાય (પાણીના જીવ)ની હત્યા કરી." બાળમુનિ શરમાયા. ગુરૂ પાસે પ્રાયશ્ચિત લીધું. અને ઇરિયાવહી કરતાં તેઓ શુભધ્યાન પર ચડ્યા. હૃદય પશ્ચાતાપના પાવનકારી જળથી ધોવાઈ શુધ્ધ બન્યું. તે કેવળજ્ઞાન પામ્યા અને ઘણા વર્ષ

વિચરી અનેક જીવોને પ્રતિબોધ કરી તેઓ મુક્તિ પામ્યા.
 તે મુનિનાં આ શત્રુંજય પર પગલાં છે.

## શ્રી નારદજી

જ્યારે નારદમુનિએ દ્વારિકા નગરી અને યાદવોના નાશના સમાચાર જાણ્યા ત્યારે તે ઘણા દુઃખિત થયા. અને શત્રુંજય પર આવ્યા. અણુસણ કર્યું. અને કાર્તિક પૂર્ણિમાએ ૯૨ લાખ મુનિની સાથે મોક્ષે ગયા.

એ મહિમાને લઈ અત્રે કાર્તિક પૂર્ણિમાએ મેળો ભરાય છે.

અહીંથી આગળ જતાં હીરાબાઈનો કુંડ અને સુરતવાળા બુબાબુદાસનો કુંડ આવે છે. ત્યાંથી આગળ એક ચોતરા પર એક દેરીમાં પાંચ મૂર્તિ છે. તે મૂર્તિ પાંડવોની નથી પણ (૧) રામ (૨) ભરત (૩) થાવચ્ચાપુત્ર (૪) શુક પરિવ્રાજક (૫) શૈલકાચાર્યની છે. તેમાં રામ અને ભરત શત્રુંજય તીર્થ પર ત્રણક્રોડ મુનિ સાથે શત્રુંજય પર મુક્તિ પામ્યા છે. દશરથ પુત્ર રામનું ચરિત્ર પ્રસિધ્ધ છે.

## થાવચ્ચાપુત્ર

" કનકમણિ કાંગરા ઝગમગ કરે " એવી નગરી દ્વારિકા.

ત્યાં થાવચ્ચા નામની સાર્થવાહી રહેતી હતી તેનો પુત્ર તે થાવચ્ચાપુત્રના નામે પ્રસિદ્ધ બન્યો. તે યુવાનવય પામ્યો. માતાએ બત્રીસ રૂપવાન કન્યાઓ સાથે પરણાવ્યો. સંસારનાં સુખમાં લીન બનેલ હતો, ત્યાં એકદા ભગવાન નેમિનાથ દ્વારિકામાં પધાર્યા. થાવચ્ચા પુત્રે તેમની દેશના સાંભળી; અને તેનો આત્મા જાગી ગયો.

મોહ-મમતાને લાત મારી તેને ૧ હજાર શ્રાવક સાથે પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. તે સમયે શ્રીકૃષ્ણે થાવચ્ચાપુત્રના વૈરાગ્યના

આકરી કસોટી કરી. બાદ તે સફળ થયા જાણી સંયમનો મહોત્સવ આરંભે કર્યો.

તે થાવચ્ચાપુત્ર મુનિ જ્ઞાનમાં ઘણા આગળ વધ્યા. તેમણે શૈલક-નગરના શૈલકનામના રાજાને પણ પ્રતિબોધ કરી શ્રાવકના વ્રત આપ્યાં. સુદર્શન નામનો એક ગૃહસ્થ શુક નામના તાપસનો પરમ-ભક્ત હતો, તે શુક તાપસનેપણ થાવચ્ચા પુત્ર મુનિએ પ્રતિબોધ કરી જૈન દીક્ષા આપી. તે તાપસના સકલ શિષ્યો પણ જૈન મુનિ બન્યા.

આમ થાવચ્ચા પુત્રે જૈન શાસનની ઘણી પ્રભાવના કરી. છેવટે શુક મુનિને આચાર્ય પદવી આપીને તેઓ અંતકાળ નજીક જાણી સિદ્ધગિરિ પર આવ્યા. અને ત્યાં અણસણ કરી એક માસને અંતે કર્મ ખપાવી મુક્તિ પામ્યા.

## શુક પરિવ્રાજક

મહર્ષિ થાવચ્ચાપુત્રના પટ્ટધર શ્રી શુકાચાર્ય પરમજ્ઞાની થયા. એકવાર શિષ્યમંડળ સાથે વિચરતા તેઓ શૈલકનગરમાં પધાર્યા. રાજા શૈલકે તેમનું ભવ્ય સ્વાગત કર્યું. શુકાચાર્યે વૈરાગ્યવાહિની દેશના આપી. શૈલકરાજા પ્રતિબોધ પામ્યા. અને પાંચસો મંત્રીઓ સહિત સંયમ લીધું.

રાજર્ષિ શૈલકમુનિ પણ જ્ઞાન અને તપોબળમાં બલિષ્ટ થયા જાણી શુકાચાર્યે તેમને આચાર્યપદે વિરાજિત કર્યા.

શુકાચાર્ય ઘણા સમયપર્યંત શાસનની પ્રભાવના કરી. ઘણા ભવ્યઆત્માનો ઉધ્ધાર કર્યો. અને છેવટે ૧ હજાર મુનિવરો સાથે સિધ્ધગિરિ તીર્થમાં કેવળજ્ઞાન પામી મુક્તિ પામ્યા.

## શૈલકાચાર્ય

શિષ્ય સમુદાયયુક્ત ગામે ગામ વિચરતા એવા શૈલકાચાર્યને

પૂર્વના કર્મયોગે શરીરમાં રોગ ઉત્પન્ન થયો. તે વાત તેમના પુત્ર મદ્રુક રાજાએ જાણી. યોગ્ય ઉપચાર અંગે પોતાના પિતા-ગુરુને નગરમાં લાવ્યો. અને ભક્તિપૂર્વક ઉપચાર કરાવ્યા.

થોડા સમયમાં સૂરિની કાયા નિરોગી બની, બાહ્ય રોગ ગયો; પણ રાજમહાલયમાંથી દરરોજ મિષ્ટાન્ન વગેરે લાવી વાપરતાં રસ-લોલુપતા નામે અભ્યંતર રોગ ઉત્પન્ન થયો. તેથી તે ચારિત્રમાં શિથીલ બન્યા. આ જોઇ બીજા મુનિઓ તેમને છોડી અન્યત્ર ચાલ્યા ગયા. પણ પંથક નામે એક વિનીત શિષ્ય તેમની સેવા કરવા લાગ્યો.

એકદા ચોમાસી ખામણા ખામતાં પંથક મુનિએ ગુરુનો ચરણ-સ્પર્શ કર્યો. શૈલકાચાર્ય જાગી ગયા. તે સમયે તે મુનિએ આર્દ્ર સ્વરે કહ્યું: "ભગવન્! મારી ભૂલ માફ કરો. ખામણા ખામતાં મારા હાથનો સ્પર્શ થયો છે."

આવાં વિનીત શિષ્યનાં વિનયપૂર્ણ વચન સાંભળી બાહ્યથી જાગેલા એવા આચાર્ય, અભ્યંતર દશાથી પણ જાગી ગયા. એક તરફ પોતાનો પ્રમાદ, રસનાનો રસ, શિથીલ ચારિત્ર; છતાં બીજી તરફ તે અવગુણ ન જોતાં વિનીત શિષ્યની સતત ગુરુભક્તિ! સેવાભક્તિ!

આચાર્ય મોહનિદ્રામાંથી જાગી ગયા.

શિષ્યને ધન્યવાદ આપ્યા: "વત્સ! તારું નામ પંથક ખરેખર સાર્થક છે. તેં સદ્પંથને કહ્યો."

આમ પોતાના આત્માની નિંદા કરતા, દોષની આલોચના કરતા, પશ્ચાતાપના જલથી આત્માને નિર્મળ કરવા લાગ્યા. તેઓ શિષ્ય સમેત સિદ્ધગિરિપર આવ્યા. રસના પર વિજય મેળવવા અણસણ કર્યું. આમ તેઓ પાંચસો શિષ્ય સહિત કર્મરજને દૂર કરી સિદ્ધા-ચલ પર અચલ બન્યા. સિદ્ધ બન્યા.

# સુકોશલ મુનિ

દેવલોકની અલકાપુરીની સ્પર્ધા કરતી અયોધ્યાનગરીના રાજાનું નામ કીર્તિધર હતું. તે રાજા એકદા ગવાક્ષમાં ઉભા હતા. અમાસનું તે દિવસે સૂર્યગ્રહણ હતું. ભાનુદેવે ગગનમાં અવનવા રંગોના સાથિયા પૂર્યા. સંધ્યાના સોહામણા એ રંગો નિહાળવામાં રાજા તલ્લીન બન્યા.......પણ ક્ષણવારમાં સૂર્યગ્રહણ થયું. રંગો છિન્ન-ભિન્ન બની ગયા. રાજાને આ જોઈ વૈરાગ્ય થયો. "અહો! આ કાયા અને વૈભવના રંગો પણ એવાજ ક્ષણભંગુર છે." આમ વિચારી તેણે સંયમ લીધું. તે સમયે તેમની રાણી સહદેવી ગર્ભવંતી હતી

થોડા સમય બાદ તે રાણીએ દેવકુમાર જેવા એક કુમારને જન્મ આપ્યો. તેનું નામ સુકોશલ પાડયું. યોગ્ય ઉંમરનો થતાં રાજ્ય તે કુમારને સોંપ્યું.

આ બાજુ જ્ઞાન અને તપની પ્રભાવના કરતા રાજર્ષિ કીર્તિધર મુનિ અયોધ્યા પધાર્યા. રાણી સહદેવીએ એમનું આગમન જાણી વિચાર્યું—જો આ સરળકુમારને પિતામુનિનો ભેટો થશે તો તે પણ એ માર્ગે જશે. એથી મોહવશ રાણીએ રાજર્ષિ કીર્તિધરને ચાકર મારફત નગર બહાર કઢાવ્યા. આ વાત ધાવમાતા મારફત કુમારે જાણી. તે તુરત પિતામુનિ પાસે આવ્યો. ક્ષમા માંગી. રાજર્ષિએ ત્યાગનો ઉપદેશ આપ્યો. તે વૈરાગ્ય વાસિત બન્યો. તેણે રાજર્ષિ પાસે સંયમ લીધું.

આ વૃત્તાંત રાણીએ જાણ્યો. તે મોહવશ માથાકૂટતી આર્દ્રધ્યાને મૃત્યુ પામી વાઘણ થઈ.

આત્માની ધ્યાનદશામાં રાચતા રાજર્ષિ અને બાલમુનિ શત્રુંજય પર આવ્યા. ત્યાં ધ્યાનમાં ઉભા રહ્યા. તેવામાં તે વાઘણ (રાણીનો જીવ) પૂર્વના વેરથી ફરતી ફરતી ત્યાં આવી અને સુકોશલ મુનિ

પર તરાપ મારી. રાજર્ષિએ પુત્રને સાવધાન કર્યો. "વત્સ ! આત્માના ધ્યાનમાં સાવધાન રહેજે, સમતા ભાવમાં વિચરજે. આ આરાધનાના અવસરને ચૂકતો નહિ."

વાઘણે તે બાળમુનિનું શરીર ફાડી ખાધું. પણ તે મુનિ તો તે સમયે ધ્યાનની શુભધારા પર ચડી અંતગડ કેવલી બની મુક્તિ પામ્યા.

આખરે સુકોશલ મુનિના સોનાના દાંત (પોતે જ રાણીના ભવમાં) કરાવેલા તે વાઘણે જોયા. જાતિસ્મરણ જ્ઞાન પામી. પૂર્વભવ જોયો. પશ્ચાતાપ થયો. કીર્તિધર મુનિએ તેને ધર્મ સંભળાવ્યો. અણસણ કરી તે શત્રુંજયના પ્રભાવે દેવગતી પામી તે સુકોશલ મુનિની આ સ્થાપના છે.

## શ્રી નમિ–વિનમિ

"નમિ વિનમિ વિદ્યાધરા દોય કોડિ મુનિરાય,
સાથે સિદ્ધિવધુ વર્યા શત્રુંજય સુપસાય."

કચ્છના પુત્ર નમિ અને મહાકચ્છના પુત્ર તે વિનમિને ઋષભદેવપ્રભુએ પુત્ર તરીકે સ્થાપન કરેલા.

ઋષભદેવે સંયમ લીધું ત્યારે પોતાના સો પુત્રોને રાજ્યભાગ વહેંચી આપ્યો હતો. તે સમયે નમિ–વિનમિ પરદેશ ગયેલા, તેમને રાજ્યભાગ નહિ મળવાથી તે ભગવાન પાસે આવ્યા. પ્રભુ તો સંયમ ભાવમાં મૌનપણે વિચરતા નિષ્કિંચન હતા. નમિ-વિનમિ પ્રભુ પાસે રહી તેમની દરરોજ સેવા કરે છે. પ્રભુના માર્ગમાંથી કચરો દૂર કરી જલ છાંટે છે, પુષ્પ બીછાવે છે. ડાંસ મચ્છર ઉડાડે છે. અને રાજ્યભાગ માંગે છે. આમ નિરંતર સેવાભક્તિ કરતા હતા.

એકદા ધરણેન્દ્રદેવ પ્રભુને વંદના કરવા આવ્યા. નમિ–વિનમિની

ભક્તિ જોઈ તે પ્રસન્ન થયા. તેમણે કહ્યું : "હે રાજકુમારો! ભગવાન તો ત્યાગી છે. એમના ચરણમાં ત્રિભુવનની સમૃદ્ધિ આળોટે છે. છતાં તે અંતરથી વિરાગી છે. માટે હું તમને રાજ્ય આપું છું." એમ કહી ધરણેન્દ્રે તે બન્નેને સોળ હજાર વિદ્યા આપી. અને વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિના ૫૦ નગર નમિને તથા ઉત્તર શ્રેણિના ૬૦ નગર વિનમિને આપ્યા. અને ઇંદ્ર પ્રભુને નમી સ્વસ્થાને ગયા.. એક કવિએ કહ્યું છે કે.........

"મોટા મહંતની ચાકરી–સહીયર મોરી,
નિષ્ફળ કદીય ન થાય હો.
મુનિપણે નમિવિનમિ કર્યા રે–સહીયર મોરી,
ક્ષણમાં ખેચર રાય હો...
સહજ સલુણો મારો–શિવસુખ લીનો મારો,
ગુણમાં નગીનો મારો સાહિબો–સહીયર મોરી.
જયો જયો ઋષભજિણંદને.

તે બન્નેએ કેટલોક કાળ રાજ્ય ભોગવી રાજ્યને તૃણાવત્ સમજી બન્નેએ સાથે સંયમ લીધું. બાદ સિદ્ધગિરિ પર યાત્રા કર્યા પછી અણસણ કરી ફાગણ સુદ ૧૦ ના બે ક્રોડ મુનિ સાથે મુક્તિ પામ્યા.

તે બાદ હનુમાન દ્વાર આવે છે. ત્યાં બે રસ્તા આવે છે. જમણા હાથે એક નવટુંકનો રસ્તો તથા ડાબે હાથે દાદાના મંદિરનો રસ્તો આવે છે. હવે આપણે જમણી તરફ નવટુંકના રસ્તે જઇએ....



## પ્રકરણ ૯

# નવટુંકનું વર્ણન

નવટુંકના રસ્તે પ્રથમ બીલડીનાં પગલાં આવે છે. તે આ તીર્થ• પર મુક્તિ પામી હતી. ત્યારબાદ પગથિયા પૂર્ણ થતાં ડાબા હાથે લીલી ધજા ફરકે છે. ત્યાં અંગારશા પીરની કબર આવે છે.

## અંગારશા પીર

આ પીરની કબર પૂર્વે તીર્થરક્ષા કાજે કરી છે. એને અંગે અનેક દંતકથાઓ છે. એમાં એક એવી છે કે .. પૂર્વે મુસ્લિમ બાદશાહોના સૌરાષ્ટ્ર પર વારંવાર હુમલા થતા. તેઓ ધર્માંધ અને ઝનુની હતા. એમાં શાહબુદ્દિન ઘોરીના એક થાણેદાર અંગારશાએ પ્રભુ આદિનાથની પ્રતિમા પર હળ માર્યું. પણ તે સમયે પ્રતિમા-માંથી ભમરા ઉડયા. જીવ બચાવવા તે થાણેદાર દોડયો. માર્ગમાં પડી ગયો–મૃત્યુ પામ્યો. તે જન (ઝંડ) થયો. તે યાત્રાળુઓને ઉપદ્રવ કરવા લાગ્યો. એક આચાર્યે તેને સાધ્યો. ત્યારે તેણે કહ્યું. "જો મારી અહીં કબર કરાવશો તો ઉપદ્રવ નહિ કરું." આખરે તેની અહીં કબર કરાવી. તે શાંત થયો.

બીજો મત એવો છે કે આ ભારત દેશમાં જૈન પ્રજા અહિંસક અને બુદ્ધિમાન હોવાથી તીર્થની રક્ષા કાજે મુસ્લિમોના હુમલાને ખાળવા આવો મકબરા જેવો દેખાવ કર્યો હતો. એમ અનેક મત છે.

અહિં નિઃસંતાન સ્ત્રીઓ પુત્રકાજે નાના પારણા ચડાવી માનતા માને છે.

હવે ત્યાંથી નીચે નિહાળતાં મંદિરોનાં શિખરોનાં દૃશ્યો આલ્હાદ ઉપજાવે છે ફરકતી ધજાઓ અદૃશ્યરૂપે તીર્થપૂજા કરતાં દેવો અને ગાંધર્વોનું જાણે સ્વાગત કરે છે. અહીંથી નીચે જોતાં જાણે આપણે દેવવિમાનમાંથી મૃત્યુલોકના ધર્મમહાલયના સૌંદર્યનું પાન કરી રહ્યા છીએ-એ સમયે જાણે આ તીર્થ ભવ્યજીવોના નેત્રમાં વસેલ મુક્તિનગરના આત્મિક મંદિરોનું એક પ્રતિબિંબ લાગે છે.

## આગળ જતાં નવ ટુંક શરૂ થાય છે.

## નવટુંકનાં મંદિરોની નામાવલિ

**(૧) ખરતરવસીનાં મંદિરો:-**(૧) શ્રી શાંતિનાથનું મંદિર (૨) મરુદેવામાતાનું. (૩) શ્રી ચંદ્રપ્રભુનું. (૪) શ્રી ધર્મનાથ, (૫) શ્રી કુંથુંનાથ. (૬) શ્રી અજીતનાથ. (૭) શ્રી ચંદ્રપ્રભુ. (૮) શ્રી આદિનાથ. (૯) શ્રી ચોમુખજી. (૧૦) શ્રી સુમતિનાથ. (૧૧) શ્રી સંભવનાથ. (૧૨) શ્રી ઋષભદેવ.

**(૨) સવાસોમાની ટૂંકનાં મંદિરો:-**(૧) શ્રી ચોમુખજીનું મંદિર (૨) શ્રી પુંડરીકસ્વામી, (૩) શ્રી શાંતિનાથ, (૪) શ્રી પાર્શ્વનાથ, (૫) શ્રી સિમંધરસ્વામી, (૬) શ્રી અજીતનાથ, (૭) શ્રી ઋષભદેવ, (૮) શ્રી શાંતિનાથ, (૯) શ્રી પાર્શ્વનાથ, (૧૦) શ્રી રાયણપગલાં.

**(૩) છીપાવસી ટુંકના મંદિરો:-**(૧) શ્રી ઋષભદેવ, (૨) શ્રી શ્રેયાંસનાથ, (૩) શ્રી નેમિનાથ, (૪) શ્રી શાંતિનાથ, (૫) શ્રી અજીતનાથની ચમત્કારી દેરીઓ.

**(૪) સાકરવસીના મુખ્ય મંદિરો:-**(૧) શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું મંદિર, (૨) શ્રી પુંડરીકસ્વામી, (૩-૪) શ્રી પદ્મપ્રભુનાં;

(૫) શ્રી પાંડવોનું, (૬) શ્રી સહસ્રકૂટનું મંદિર..

(૫) શ્રી ઉજમફઈના મંદિરો :-(૧) શ્રી નંદીશ્વર દ્વીપનાં મંદિર, (૨) શ્રી કુંથુંનાથની દેરી, (૩) શ્રી શાંતિનાથની દેરી.

(૬) શ્રી હીમવસીનાં મંદિરો :-(૧) શ્રી અજીતનાથનું મંદિર, (૨) શ્રી પુંડરીકસ્વામીનું, (૩) શ્રી ચોમુખજીનું મંદિર.

(૭) શ્રી પ્રેમવસીનાં મંદિરો :-(૧) શ્રી ઋષભદેવનું મુખ્ય મંદિર, (૨) શ્રી પુંડરીકસ્વામીનું, (૩-૪) શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ, (૫) શ્રી અજીતનાથ, (૬) શ્રી ચંદ્રપ્રભુનું મંદિર.

(૮) શ્રી બાલાવસી ટૂંકનાં મંદિરો :-(૧) શ્રી ઋષભદેવનું મુખ્ય મંદિર, (૨) શ્રી પુંડરીક સ્વામી, (૩) શ્રી ચોમુખજી, (૪) શ્રી વાસુપુજ્ય, (૫) શ્રી અજીતનાથ, (૬) શ્રી શાંતિનાથનું મંદિર.

(૯) શ્રી મોતીશા ટૂંકનાં મંદિરો :-(૧) શ્રી ઋષભદેવનું મુખ્ય મંદિર, (૨) શ્રી પુંડરીકસ્વામી, (૩-૪) શ્રી ધર્મનાથ, (૫-૬) ચોમુખજીનાં મંદિર, (૭) શ્રી ઋષભદેવ, (૮) શ્રી ચોમુખજીનું, (૯) શ્રી ઋષભદેવ, (૧૦) શ્રી પદ્મપ્રભુ, (૧૧) શ્રી પાર્શ્વનાથ, (૧૨) શ્રી ગણધર પગલાં, (૧૩) શ્રી સહસ્રકૂટ, (૧૪) શ્રી સંભવનાથ, (૧૫) શ્રી સુપાર્શ્વનાથ, (૧૬) શ્રી મહાવીર સ્વામી.

# નવટૂંકનો પરિચય

## (૧) શ્રી ખરતરવસીની ટૂંક (ચોમુખજીની ટૂંક)

આ ટુંકમાં નરશી કેશવજીનું મંદિર છે. તેની પ્રતિષ્ઠા સં. ૧૯૨૧ માં કરવામાં આવેલ. તે પ્રતિષ્ઠા કોઈ એવા મુહુર્તે થયેલ કે જેથી કોલેરા ફાટી નિકળ્યો. લોકો મરવા માંડયા. લાકડા પણ તેને બાળવા ખૂટી ગયા. લોકોએ તેને "નરશીનો કેર"ના નામે ઓળખ્યો. ત્યાર

બાદ સંઘે નક્કી કર્યું કે પ્રતિષ્ઠા બાદ કે તીર્થમાળ પહેર્યા બાદ સંઘપતિએ પાલીતાણામાં ન રહેવું. આગળ જતાં નરશીનાથાનું મંદિર તથા ચૌમુખજીનું મંદિર આવે છે. આ ટુંકનું શિખર ૨૫-૩૦ માઈલ દૂરથી દેખાય છે. ૨૭૦×૧૧૬ ફુટ લાંબા-પહોળા ચોકમાં ૬૩×૫૭ ફુટનો ભગવાન આદિનાથનો ભવ્ય પ્રાસાદ છે. ૯૬ ફુટ ઉંચું શિખર છે. એ માળ છે. શ્રી આદિનાથ પ્રભુની ચાર મનોહર પ્રતિમાઓ સિંહાસન ઉપર સ્થાપન કરેલી છે. ઉપર શિખરમાં ચૌમુખજી છે. ફરતાં મંદિરો વગેરે છે.

આ મંદિરમાં લગભગ ૫૮ લાખ રૂ.નો ખર્ચ એ યુગમાં થયેલ. ૮૪૦૦૦ રૂપિયાનાં તો માત્ર દોરડાં વપરાયેલાં. આ મંદિર વિ. સં. ૧૬૭૪માં બંધાવવામાં આવેલ. સવચંદ અને સોમચંદ નામના બન્ને શ્રેષ્ઠિની રકમથી આ ટુંક બંધાવાયેલ તેથી તેને સવા સોમાની ટુંક કહેવાય છે. અત્રે આટલાં બીજાં મંદિરો છે–(૧) શ્રી ઋષભદેવનું મંદિર, (૨) શ્રી પુંડરીકસ્વામી, (૩–૪) શ્રી શાન્તિનાથ, (૫) શ્રી પાર્શ્વનાથ, (૬) શ્રી સિમંધરસ્વામી, (૭) શ્રી અજીતનાથ, (૮) શ્રી આદીશ્વરજી, (૯) શ્રી શાંતિનાથ, (૧૦) શ્રી પાર્શ્વનાથ, (૧૧) શ્રી રાયણ અને ગણધર પગલાં. તે સિવાય ચૌમુખજીના મંદિર પાછળ પાંડવોનું મંદિર છે. તેની પાછળ સહસ્ત્રકુટ મંદિર તથા ૧૭૦ જિનેશ્વરનો પટ છે. તથા ૧૪ રાજલોકનો પટ આરસમાં કોતરેલો છે.

## સવા સોમાની ટુંકનો અધિકાર

સૌરાષ્ટ્રમાં વણથલી નામે ગામમાં ધર્મિષ્ઠ નીતિવાન સવચંદ શેઠ રહેતા હતા. તેમનો વેપાર અને પ્રતિષ્ઠા ઘણી વિશાલ હતી. તે નાણાંની ધીરધાર કરતા તેમજ પેઢીની ઉંચી પ્રતિષ્ઠાને લઈ લોકો તેમને ત્યાં નાણાં અનામત પણ મુકતા.

આ તો વેપારી આલમ છે. પ્રતિષ્ઠા ઉપર તો એમની કમાણી હોય:...સવચંદ શેઠની કીર્તિ વધતી જતી જોઈ એક ઈર્ષ્યાળુ વેપારીએ એક ગિરાસદારને ભંભેર્યો: "સવચંદ શેઠ ખોટમાં છે. તમારી રકમ મળે તેમ લાગતું નથી."

ગિરાસદારને ફાળ પડી. તેણે ૧ લાખ રૂ. શેઠની પેઢીમાં અનામત મુકયા હતા. તે તુરત પેઢીમાં આવ્યો. શેઠને કહ્યું– "શેઠ! મારે કુમાર સાથે મનદુઃખ થયું છે. એને તુરત લાખ રૂ. આપવા પડે તેમ છે. માટે રૂ. આપો."

એ રીતે બહાનું કાઢી રકમ પાછી માંગી.

સવચંદશેઠ પણ એ સમયે થોડી મુંઝવણમાં પડયા. એ સમયે એટલી રકમ પેઢીમાં રોકડ ન હતી. જો કે લાખો રૂપીયાનો માલ પરદેશ ફરતો હતો. પણ વહાણ હજુ આવ્યા ન હતા. ઉઘરાણી જલદી પતે તેમ ન હતી. સમય કપરો હતો. એમાં પોતાની પ્રતિષ્ઠાનો સવાલ હતો. તુરત શેઠ વિચાર કરી અમદાવાદના સોમચંદ શેઠ ઉપર એક લાખ રૂ.ની હુંડી લખવા બેઠા. હુંડી લખતા પોતાની પ્રતિષ્ઠા રહેશે કે નહિ એ વિચારે હાથ સ્હેજ ધ્રુજ્યો, આંખમાંથી બે આંસુ ખર્યાં અને અક્ષર પર પડયા. હુંડી લખીને આપી પણ હૃદયમાં પારાવાર મુંઝવણ હતી.

આ ગિરાસદાર હુંડી લઈને અમદાવાદ આવ્યો. સોમચંદ શેઠને તે હુંડી આપી. શેઠે મુનિમને સવચંદશેઠનું ખાતું કાઢવા કહ્યું. મુનિમે આખો ચોપડો તપાસ્યો. "સવચંદ શેઠનું ખાતું અહીં નથી." આખરે મુનિમે પરસેવો લુછતાં કહ્યું.

ગિરાસદારને પણ શરીરે પરસેવો વળી ગયો. તેની શંકા મજબૂત બની. એ સમયે શેઠની દૃષ્ટિ હુંડીના આંસુથી ખરડાયેલ

અક્ષરો પર પડી. તે સમજી ગયા. "અહો ! કોઈ ખાનદાન પ્રતિષ્ઠિત વેપારીએ પોતાની આબરૂ સાચવવા મારા પર વિશ્વાસ મુકી આ હુંડી લખી લાગે છે."

તુરત શેઠે હુકમ કર્યો. "મુનિમજી ! હમણાં ખાતુ ન જડે તો પછી જોઇ લેવાશે. તમો મારા નામે એક લાખ રૂા. લખી હુંડી સ્વીકારી લો."

ગિરાસદારને નાણાં મળી ગયા. તે રાજી થઈને પોતાને ગામ આવ્યો. તેને ભંભેરનાર ઈર્ષાળુ વેપારીના હાથ હેઠા પડ્યા. સવચંદ શેઠની પ્રતિષ્ઠાને ચાર ચાંદ લાગી ગયા.

થોડા દિવસ બાદ સવચંદ શેઠના વહાણ આવી ગયા. રકમ પણ છૂટી થઇ ગઈ. તે તુરત સવા લાખ રૂા. લઇને અમદાવાદ સોમચંદ શેઠને ત્યાં ગયા. પેઢીમાં જઇને ગાદી પર બેઠા. અને સોમચંદ શેઠના પગ પાસે રૂપીયાની થેલી મુકી હાથ જોડી બોલ્યા: "શેઠ ! આ આપની રકમ વ્યાજ સહિત લઈ લો. આપે મારી ખરા સમયે આબરૂ સાચવી છે." અને પોતાની બધી વાત કરી.

સોમચંદ શેઠે કહ્યું: "અરે શેઠ ! એમાં શું મેં વધુ કર્યું છે? એ તો મારી મેં ફરજ બજાવી છે. એક વેપારી બીજા વેપારીની શાખ રાખે તેમાં તો વેપારી આલમની શાખ છે. આ રૂા મારા નામે લખાઈ ગયા છે. હવે તે ન લેવાય." સવચંદ શેઠ ગળગળા થઇ ગયા.

રૂપીયા આપવા ઘણો આગ્રહ કર્યો. પણ એમણે તે રૂા. નજ લીવાં. આખરે તે રૂા. માં બીજા લાખ ઉમેરી શત્રુંજય પર એક સુંદર ટુંક બંધાવી. તે મંદિરોને '**સવા સોમાની ટુંક**' નામે લોકો ઓળખે છે. એ ટુંક તે બન્ને વિશિષ્ટ વેપારીની ધાર્મિક ગૌરવગાથા આજે પણ ગાઈ રહી છે; અને [illegible]વા ઉદાર બનવાની પ્રેરણા આપી રહી છે.

નવે ટુંકનાં જિનમંદિરોનાં પ્રતિમાજીની સંખ્યા

| ક્રમ | ટુંકનું નામ | પ્રતિમાજી આરસના- | ધાતુના | મોટી દેરીઓ | નાની દેરીઓ |
|---|---|---|---|---|---|
| ૧ | મૂલનાયક આદિજિન ટુંક | ૪૨૩૯ | ૫૦ | ૪૪ | ૨૮૯ |
| ૨ | ચોમુખજી (ખરતરવસી) | ૮૯ | ૧૦ | ૨૩ | ૨૧૨ |
| ૩ | શ્રી છીપાવસીની ટુંક | ૪૮ | – | ૬ | ૧૪ |
| ૪ | શ્રી સાકરવસીની ટુંક | ૧૩૫૯ | ૧ | ૨ | ૩૫ |
| ૫ | શ્રી નંદીશ્વરની ટુંક | ૨૮૮ | – | ૨ | ૬ |
| ૬ | શ્રી હીમાભાઈની ટુંક | ૨૬૫ | – | ૪ | ૩૪ |
| ૭ | શ્રી મોદીની ટુંક | ૫૨૫ | ૧ | ૪ | ૩૧ |
| ૮ | શ્રી બાલાભાઈની ટુંક | ૨૭૦ | ૪૫૮ | ૪ | ૧૩ |
| ૯ | શ્રી મોતીશાની ટુંક | ૩૦૧૧ | ૧૪૫ | ૧૬ | ૧૮૧ |
| | કુલ | ૧૧૦૯૪ | ૬૬૫ | ૧૦૫ | ૮૧૫ |

## (૨) છીપાવસી

આ નાની ટુંક ભાવસાર ભાઈઓએ વિ. સં. ૧૯૭૨ માં બંધાવી છે. મૂલનાયક આદીશ્વર પ્રભુ છે. ટુંકમાં ૭ મંદિરો છે. જે ચમત્કારીક દેરીઓ કહેવાય છે તે આ ટુંકમાં છે. શ્રી અજીતનાથ અને શ્રી શાંતિનાથ પ્રભુની દેરી બન્ને સામસામે હતી. ચૈત્યવંદન કરતાં પુંઠ પડતી હતી. શ્રીનંદિષેણસૂરીશ્વરે તે સમયે અજીતશાંતિ સ્તવનની રચના કરી. બન્ને દેરી એક સાથે સમાંતર જોડાઈ ગઈ.

## (૩) શ્રી સાકરવસી

આ ટુંક શેઠ સાકરચંદ પ્રેમચંદે (અમદાવાદવાળાએ) વિ. સં. ૧૯૮૩માં બંધાવી છે. મૂળનાયક ચિંતામણિ પાર્શ્વનાથ છે. આ

મનોહર પ્રતિમા પંચધાતુનાં છે. આ ટુંકમાં પાંચ પાંડવનું મંદિર છે. તેની બહાર ચોક છે. તેમાં લાદીઓનાં ચિત્રામણ છે. તે ચિત્રામણ જાણે સાગરનાં ઉછળતા મોજાં જેવા લાગે છે.

## (૪) શ્રી નંદીશ્વર (ઉજમફઈ)ની ટુંક

અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈનાં ફુઈ ઉજમફઈએ આ ટુંક વિ. સં. ૧૮૯૩માં બંધાવી છે. આમાં નંદીશ્વરદ્વીપમાં આવેલ બાવન જિનાલયોની રચના કરી છે. ચારે બાજુ પથ્થરમાં જાળીઓ કોતરી છે. મંદિરની વચમાં મુખ્ય દેરી છે. તેની આસપાસ ૧૩, ૧૩ એમ નાની દેરીઓ છે. દેવો જિનેશ્વરનાં પંચ કલ્યાણક મહોત્સવ કરીને નંદીશ્વરદ્વીપ જાય છે. ત્યાં પ્રભુના ગીતગાન કરે છે. તે દ્વીપની આ રચના છે. આ ટુંકના ચોકમાં બે નાની બારીઓ આવેલી છે. તેમાંથી જોતાં સહેજ દૂર દાદાની ટુંક અને મોતીશાની ટુંકનો દેખાવ સુંદર લાગે છે.

## (૫) હીમવસી [શેઠશ્રી હેમાભાઈ]ની ટુંક

અમદાવાદના નગરશેઠ શ્રી હેમાભાઈએ આ ટુંક વિ. સં. ૧૮૮૨માં બંધાવી છે. તેની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૮૬માં થઈ છે. ઉપર ત્રણ શિખરો છે. મૂળનાયક શ્રી અજિતનાથજી છે. શ્રી પુંડરીકસ્વામિ વગેરે બીજાં પાંચ મંદિરો પણ છે.

## (૬) શ્રી પ્રેમવસી [મોદી] ની ટુંક

અમદાવાદના શ્રીમંત વેપારી મોદી પ્રેમચંદ લવજીએ આ ટુંક વિ. સં. ૧૮૩૭માં બંધાવી છે. આ વેપારીએ શત્રુંજયનો ભવ્ય સંઘ કાઢ્યો હતો. અત્રેનાં સાત્વિક વાતાવરણથી તે મુગ્ધ બન્યા અને અત્રે ભાવથી આ પ્રભુનાં મંદિર વગેરે બંધાવ્યાં.

મૂલનાયક અત્રે આદિનાથ ભગવાન છે. એ મુખ્ય મંદિરના ગુંબજમાં બે સુંદર દર્શો છે. એકમાં રાજા દર્શાણભદ્ર પ્રભુ મહાવીરનું ગર્વપૂર્વક સામૈયું કરે છે. બીજામાં ઈંદ્ર મહારાજા તેમનો ગર્વ ઉતારવા તેથી વિશિષ્ટ સામૈયું કરે છે.

મૂલનાયકના મંદિરની સામે શ્રી પુંડરીકસ્વામીનું મંદિર અને ૧૪૫૨ ગણધરનાં પગલાં છે. બન્ને તરફ સહસ્રફણા પાર્શ્વનાથનાં મંદિર છે, તે પ્રતિમાજી અરબીસમુદ્રમાંથી પ્રગટ થયા હતાં. તે મંદિરમાં બે ગોખ છે, જે સાસુ વહુના ગોખ છે. સ્થંભો ઉપર સાસુ વહુની કથાની પુતળીઓ છે. તેનું દૃષ્ટાંત એવું છે કે—વહુએ તીર્થમાં વાપરવા પૈસા માગ્યા. સાસુએ ક્રોધ કર્યો. તે વાતમાં પાડોશણે સાસુને વળી ચઢાવ્યાં. કલહ થયો. છેવટે કુસંપથી સાસુને પગે સાપ કરડે છે, વહુને પગે વાંદરો કરડે છે. પાડોશણ દોરડાથી બંધાય છે.

આ રીતે આ સ્થંભ ઉપદેશ આપે છે કે સંસારમાં સુખી રહેવું હોય તો તીર્થમાર્ગે વાપરવું અને સંપ રાખવો. નહિ રાખે તો આ સ્ત્રીઓ જેવા હાલ થશે.

મૂળનાયકના મુખ્ય મંદિરની પાછવાડેના ગઢના એક બૂરજમાંથી જોતાં સામે ભાડવાનો ડુંગર અને ૭ ગાઉની પ્રદક્ષિણાની કેડી તથા ઘેટીની પાગનો મનોહર વળાંક લેતો રસ્તો દૃશ્યમાન થાય છે.

મંદિરમાંથી બહાર નિકળ્યા બાદ નીચેના ભાગમાં કુંડ છે. તેના પાસે શેઠની કુલદેવી (માતાજી) ની ચમત્કારીક મૂર્તિ છે. થોડા પગથિયા ઉતર્યા બાદ જમણા હાથે પહાડમાં કોતરેલી વિશાલકાય શ્રી આદિનાથની મૂર્તિ છે. તે દાદા અદબદજીના નામે ઓળખાય છે. જે ૧૮ ફુટ ઉંચી અને ૪॥ ફુટ પહોળી છે. ધર્મદાસ શેઠે સં. ૧૬૮૬ માં પ્રતિષ્ઠા કરાવી છે. વર્ષમાં એકવાર પૂજન થાય છે. નાના

બાળકો આ મૂર્તિ જોઈને ગમ્મતમાં કહે છેઃ "દાદા ઘી ખાશો કે ગોળ ?"

એનો પડઘો પડે છે "ગોળ". અને બાળકોને લાગે છે દાદાએ જવાબ આપ્યો "ગોળ" અને તેઓ હસી પડે છે.

## (૭) શ્રી બાલાવસીની ટુંક

હાલ મુંબઈમાં પ્રસિદ્ધ ગોડીજીનું મંદિર છે, તે બંધાવનાર ઘોઘા નિવાસી શ્રી દિપચંદભાઈ (હુલામણું નામ બાલાભાઈ) હતા. અહીં શત્રુંજય પર પણ તેમણે આ ટુંક વિ. સં. ૧૮૯૩ માં બંધાવી. મૂળનાયક શ્રી આદિનાથ પ્રભુ છે. માળ ઉપર ચૌમુખજી વગેરે છે.

## (૮) શ્રી મોતીશા શેઠની ટુંક

વિક્રમની અઢારમી શતાબ્દીની આ વાત છે. મુંબઈના શ્રીમંત વેપારી શેઠ મોતીશાના વહાણો ચીન અને જાપાન સુધી સફર કરતા. વ્યાપારી કુનેહને લઈ તેમણે પુણ્યબળે અઢળક ધન મેળવેલું. એક વાર એમનું એક કિંમતી વહાણ ચીન તરફ ગયેલું. તે વહાણમાં સરકારને વહેમ પડયો કે તેમાં દાણચોરીનો માલ છે. પાછળ સરકારે બોટ મુકી. મોતીશાને ખબર પડી. તેમણે સંકલ્પ કર્યો કે જો વહાણ બચી જાય તો તેની ઉપજ મારે શત્રુંજય પર વાપરવી. વહાણ બચી ગયાં. તેમાં બાર લાખનો નફો થયો.

શેઠે શત્રુંજયનો સંઘ કાઢયો. ગિરિરાજ પર આવ્યા. ભાવોલ્લાસ વધ્યો. મંદિર બંધાવવાની ભાવના જાગી. પણ અહીં તો મંદિરોની હારમાળામાં ક્યાંય જગ્યા બાકી ન હતી. એવામાં એમની નજર કુંતાસરની ખીણ પર પડી. એમણે વિચાર્યું: 'અહો! જો આ ખીણ પુરાય અને એના પર મંદિર રચાય તો યાત્રિકોને ફરવું ન

પડે. ભયંકર દેખાવ મટી જાય અને બન્ને શિખરં એક થઈ જાય."
પણ આ ખીણુ ઘણી જ ઊંડી હતી.

એમણે પોતાનો વિચાર પોતાના સ્નેહી મિત્ર અમદાવાદના શેઠ હઠીભાઈને કહ્યો. હઠીભાઈ હસી પડયા. બોલ્યા: "મોતીશા! ચોથા આરામાં મોટા મંત્રીઓ અને રાજાઓ આ ખીણુ પુરાવી શક્યા નથી. એમાં નજર કરતાં તમ્મર આવે એવી આ ભયંકર છે. તમારૂં ગજું નહિ." મોતીશા હસ્યા અને બોલ્યા– "હઠીભાઈ! ધર્મપસાયે આજે મારી એવી શક્તિ છે કે મારી મુંબાઈની વખારોની સાકર આમાં ઠાલવું તો પણ આ ખીણુ પુરાઈ જાય." અને ખરેખર! તેમણે આ ભગીરથ કાર્ય ચાર વર્ષની મહેનત બાદ પૂર્ણ કર્યું. એમાં પથ્થર ચડાવતાં ૮૦ હજારનાં તો દોરડા થયા હતાં, બીજો ખર્ચ કેટલો આવ્યો હશે તે કલ્પના કરવી મુશ્કેલ છે. ખીણુની જગ્યાએ સુંદર મેદાન જોઈને શેઠનું ગુલાબી સ્વપ્ન સાકાર થવાની અણીપર આવ્યું. એમણે જ્યોતિષીને બોલાવી મંદિર માટે ખાતમુર્હુત પુછ્યું. તેણે કહ્યું: "શેઠ! જો આ મુર્હુતે કાર્ય કરાવશો તો પ્રતિષ્ઠા તમારા હાથે નહિ થાય. માટે હમણાં થોડો વિલંબ કરો."

શેઠને મુંબાઈ જવાની ઉતાવળ હતી. તેથી તે વાત ન માની અને બીજે દિવસે ખાતમુર્હુત કરાવ્યું.

"નલિની ગુલ્મ" વિમાનના આકારે મંદિરો તૈયાર થવા લાગ્યા. શેઠનાં સ્ત્રી દિવાળી બેનનો પણ હર્ષ માતો નથી. તેમના મિત્ર હઠીભાઈ, દીવાન અમરચંદ દમણીયા, મામા પ્રતાપમલ પણ બાજુમાં પોતાનાં મંદિરો બંધાવી રહ્યા હતા. શૂન્યમાંથી નવસર્જન ચાલતું હતું.

એક બાજુ મંદિરો પૂર્ણ થયા. "દેવવિમાન"શા એ ભવ્ય મંદિરોની રૌનક આંખોને ઠારે તેવી બની. મોતીશાના હર્ષનો પાર

ત હતો. માત્ર પ્રતિષ્ઠાનું મુહૂર્ત જ બાકી હતું. અને અચાનક તેમનો (વિ. સં. ૧૮૯૨ ના ભા. સુ ૧ના) દેહવિલય થયો.

ક્ષણભર તેમનો જ્યેષ્ઠપુત્ર ખીમચંદ દિઙ્મૂઢ બની ગયો. ખાતમુહૂર્ત સમયે કહેલ જ્યોતિષીના શબ્દો સાચા પડયા. શાસ્ત્રમાં મુહૂર્તનો પણ પ્રભાવ છે.

ખીમચંદને પિતાના શબ્દો યાદ આવ્યા—"ખીમચંદ! પ્રતિષ્ઠા એવી કરાવજે કે મારી ધર્મકીર્તિ, લક્ષ્મી અને કુળ અમર બની જાય સાર્થક બની જાય." તુરત તેણે મનદૃઢ કર્યું. સ્વસ્થ બન્યો અને થોડા સમય બાદ પ્રતિષ્ઠાનું મુહૂર્ત કઢાવ્યું. તે વિ. સં. ૧૮૯૩ના પોષ વદ ૧નું આવ્યું.

એજ પ્રમાણે ખીમચંદે ધામધુમપૂર્વક શત્રુંજયનો સંઘ કાઢયો. સંઘમાં ૪૦ તો સંઘવીઓ હતા. ખીમચંદ શેઠે પ્રતિષ્ઠામાં અઢળક દ્રવ્ય વાપર્યું. ૧૮ દિવસ સમગ્ર પાલીતાણા નગરનું જમણ કરાવ્યું. દરરોજનો જમણ ખર્ચ ૪૦ હજારનો હતો. એ રીતે ૪૦ દેરીઓથી દીપતું એ મંદિર શુભમુહુર્તે પ્રતિષ્ઠાને પામ્યું.

આજે પણ એ કલામય મંદિર, કુંતાસર તળાવ અને કુળદેવી વિદ્યમાન છે. પ્રતિષ્ઠા બાદ ૨ વર્ષે દીવાળીબેન પણ સ્વર્ગવાસી બન્યાં. જાણે એ ગૌરવગાથા શેઠને કહેવા ગયાં.

આ આખી ટુંકમાં આજે ૧૬ મંદિરો અને ૧૨૩ નાની દેરીઓ છે. મૂલમંદિરમાં પ્રભુ સન્મુખ ગોખમાં શેઠશેઠાણીની હસ્તદ્વય અંજલિબધ્ધ મૂર્તિઓ શોભી રહેલ છે.

આ મંદિરના નાના દ્વારથી જતાં જમણી બાજુ કાચના દ્વારવાળા ગોખમાં પૂજ્ય મુક્તિવિજયજી (મૂલચંદજી) મહારાજની મૂર્તિ શોભાયમાન છે.

મોતીશાની ટુંકમાંથી બહાર નીકળતાં દાદાની ટુંકમાં જવાય છે. આ નવે ટુંકમાં કૂલ ૮૯૬૧ પગલાં છે. દેવદેવીઓ અને શેઠ શેઠાણીની મૂર્તિઓ ઘણી છે. આ શત્રુંજય પર સં. ૨૦૦૬માં નૂતન પગથિયાં બંધાયાં, તે સાડાત્રણ હજાર સાધિક છે.

હનુમાનદ્વારથી આગળ જતાં વચમાં સડકની જમણી બાજુ પર્વતમાં કોરેલી ત્રણ મુનિઓની મૂર્તિ છે. તે ત્રણ મુનિ–જાલી મયાલી અને ઉવયાલી નામે છે. ત્રણેએ ગિરિવરપર અણસણ કર્યું હતું. અને શુભ ધ્યાને કર્મ ખપાવી મુક્તિ પામ્યા હતા. પૂજામાં પણ તેનો અધિકાર છે.

**"જાલી, મયાલી ને ઉવયાલી, સિધ્યા અણસણ પાળી રે.**
**એ તીરથ તારૂં."**



## રેડીઓ

રેડીઆમાં તમે જે સ્ટેશન મુકો તે જ વાગે છે. શેર બજારમાં સટોડીયા જેની વાત સાંભળવી હોય તેની જ સાંભળે છે. એવી ભવ્યાત્માએ પોતાના આત્માની કેળવણી કરવી જોઈએ. એનું કેન્દ્ર આત્મસાધના એ જ હોય. જ્યારે સમય મળે ત્યારે તે આત્મરેડીયોમાં ધર્મ સ્ટેશન મુકે અને ગાનસંગીત સાંભળે.

## પ્રકરણ ૧૦

# દાદાનો દરબાર

## રામપોળ

જે મંદિરની અને દાદાની પ્રતિમાનાં દર્શનની તાલાવેલી છે તેના પ્રવેશદ્વારનું નામ રામપોળ છે. તે શેઠશ્રી કસ્તુરભાઇ લાલભાઇએ રૂ. ૫૪ હજાર ખરચીને કરાવ્યો છે. મોતીશાની ટુંકમાંથી પણ દાદાના મંદિરમાં જવાય છે.

રામપોળમાં પ્રવેશ કરતાં સામે પંચશિખરી અને ત્રણશિખરી મંદિર આવે છે. આ મંદિરો (પંચશિખરી) ઔરંગાબાદવાસી શેઠ વલ્લભભાઈ મોહનદાસનું બંધાવેલ છે. જેમાં મૂલનાયક વિમલનાથ છે ત્રણશિખરી મંદિર શેઠ દેવચંદ કલ્યાણચંદે બંધાવેલ છે. તેના મૂલનાયક શ્રી સુમતિનાથ છે. દાદાના દર્શને વેગભેર જતા યાત્રિકને આ મંદિર તરફ શીઘ્ર ધ્યાન જતું નથી. અહીંથી આગળ જતાં જમણા હાથે મોતીશાનાં મંદિર, કુંતા તળાવ તથા સામે સગાળ પોળ (હવે વાઘણપોળ)ના દ્વાર દેખાય છે. તેની એક બાજુ વાઘણની મૂર્તિ છે. બીજી બાજુ હનુમાનની મૂર્તિ છે. જમણી તરફ શેઠ નરશી કેશવજીની ટુંકમાં જવાનો રસ્તો છે. વાઘણપોળથી પ્રવેશતાં **વિમલવસહીનાં** ભાગમાં **ડાબી તરફનાં** મંદિરો.....

(૧) શ્રી શાંતિનાથનું મંદિર. (૨) શ્રી ચક્રેશ્વરીદેવીનું મંદિર.

(૩) શ્રી નેમિનાથની ચોરી. (૪) પાપ પુન્યની બારી. (૫) વિમલ-નાથનું મંદિર. (૬) શ્રી અજીતનાથનું મંદિર. (૭) શ્રી સહસ્રફણા પાર્શ્વનાથનું મંદિર. (૮) આરસની મોટી દેરી. (૯) શ્રી ધર્મનાથનું મંદિર. (૧૦) શ્રી ચંદ્રપ્રભુનું મંદિર. (૧૧) શ્રી પાર્શ્વનાથનું મંદિર. (૧૨) શ્રી જગતશેઠનું મંદિર. (૧૩) શ્રી સુમતિનાથનું મંદિર. (૧૪) શ્રી સહસ્રફણા પાર્શ્વનાથનું મંદિર. (૧૫) શ્રી કુમારપાળનું મંદિર.

જમણા હાથ તરફનાં મંદિર

(૧) શ્રી પંચતીર્થી મંદિર, (૨) (શેઠ કેશવજી નાયકનું મંદિર) (૨) શ્રી કવડયક્ષની દેરી, (૩) શ્રી મહાવીરસ્વામિનું મંદિર, (૪) શ્રી અમીઝરા પાર્શ્વનાથનું મંદિર, (૫) શ્રી ચંદ્રપ્રભુનું મંદિર, (૬) શ્રી સંભવનાથનું મંદિર, (૭) શ્રી પાર્શ્વનાથનું મંદિર, (૮) શ્રી ચંદ્રપ્રભુનું મંદિર, (૯) શ્રી સંભવનાથનું મંદિર, (૧૦) શ્રી અજીત-નાથનું મંદિર, (૧૧) શ્રી પાર્શ્વનાથનું મંદિર, (૧૨) શ્રી આદીશ્વરનું મંદિર, (૧૩) શ્રી ધર્મનાથનું મંદિર, (૧૪) શ્રી મહાવીરસ્વામીનું મંદિર, (૧૫) શ્રી ચોમુખજીનું મંદિર, (૧૬) શ્રી આદીશ્વરનું મંદિર, (૧૭) શ્રી પદ્મપ્રભુનું મંદિર, (૧૮) શ્રી ધનેશ્વર સૂરીશ્વરજીની દેરી, (૧૯) શ્રી શ્રેયાંસનાથજી, (૨૦-૨૧) શ્રી સંભવનાથજીના બે મંદિર, (૨૨) શ્રી આદિનાથનું મંદિર. (૨૩) શ્રી દિગંબર મંદિર. આ મંદિરોમાં જે વિશેષના છે તે જોઈએ.

**શાંતિનાથનું મંદિર:** આ મંદિર શેઠ હીરાચંદ રાયકરણ (દમણવાળા) નું બંધાવેલું છે. પ્રતિમાજી સુંદર છે. અહીં બીજું ચૈત્યવંદન કરવું.

**ચક્રેશ્વરીદેવીનું મંદિર** પછી આ ગિરિરાજનાં અધિષ્ઠાત્રી ચક્રેશ્વરીદેવીનાં મંદિર આવે છે. તેમણે આ તીર્થની ઘણી રક્ષા કરી છે. ત્યાં સ્તુતી કરવી. દેવીની બન્ને બાજુ દર્પણ છે. તેમાં તેમનું

પ્રતિબિંબ પડે છે. તે પણ દર્શનીય છે. તેનાં જાણે દેવી જીવંત હોય તેવું લાગે છે. આ દેવીની પ્રતિષ્ઠા કર્માશાએ સં. ૧૫૮૭ માં કરાવેલી. ત્યાંથી આગળ **વાગ્ધેશ્વરીદેવીની દેરી** આવે છે. બન્ને સ્થળે હસ્તદ્વય અંજલિ જોડી પ્રણામ કરી સ્તુતી કરવી.

## અન્ય મંદિરો

તે પછી નેમિનાથની ચોરીનું મંદિર આવે છે. તેમાં ભુલભુલામણી થાય તેવી રીતે સ્તંભોની ગોઠવણ છે. તેની કોરણી આબુના મંદિરોનો આભાસ કરાવે છે. મુખ્ય મંદિરના ઘૂમ્મટમાં આરસનું કમલપત્ર અને બીજા મંદિરમાં નાગપાશનું દશ્ય છે. એક ઘૂમ્મટમાં આઠ મૂર્તિને વીંટાયેલ મૂર્તિ દેખાય છે. ચોમુખજીનાં ત્રણ મંદિરો અનુક્રમે છે. નેમિનાથની ચોરી પથ્થરની બનાવેલી છે. ઘૂમ્મટમાં પશુઓના પોકારનું દશ્ય કોતરેલું છે. તેની સામે નેમિનાથ-યાદવોનો સમુહ છે. ઉપર રાજીમતીનો વિલાપ છે. આ વિમલમંત્રીનાં બંધાવેલાં મંદિરો છે. પ્રાચીનકલાનો આ ભવ્ય નમૂનો છે.

આની બાજુમાં મોક્ષની (અથવા પુણ્યપાપની) બારી આવે છે. સાંઢણી પર એક સ્વાર પરમાત્માના દર્શન કરવા હાર લઈને જતો હોય તેવો દેખાવ છે. આ સ્વારને લોકો વિમલમંત્રી પણ કહે છે. આ બારીમાંથી ( સાંઢણીના પગમાંથી ) જે બહાર પસાર થાય તે પુણ્યશાળી ગણાય છે.

પછી સહસ્રફણાનું મંદિર, તેની પછી જગતશેઠ અને પછી કુમારપાળનું મંદિર આવે છે. વિમલમંત્રીનો એક પ્રસંગ પ્રેરક છે.

**વિમલમંત્રી**–વિમલમંત્રીને સંતાન ન હતું. તે માટે તેમણે અઠ્ઠમતપ કર્યો. અંબિકાદેવીનું ધ્યાન ધર્યું. તપના પ્રભાવે અંબિકાદેવી પ્રસન્ન થયા. વરદાન માંગવા કહ્યું. વિમલમંત્રીએ માંગ્યું. (૧) સંતાન પ્રાપ્તિ. (૨) આબુ પર મંદિર બંધાવ્યું. એ વરદાન

માંગ્યા. દેવી કહે : "મંત્રી ! તમારા ભાગ્યમાં એક જ વસ્તુ છે. માટે એક માંગો. વિમલમંત્રીએ પોતાની સ્ત્રીને પૂછ્યું : "બોલો ! શું જોઈએ ? સંતાન કે મંદિર ?"

સંસ્કારી સ્ત્રીએ સંતાનની ઘણી જરૂર છતાં મંદિર માંગવા કહ્યું. એનો ત્યાગ જોઈ મંત્રી પણ મુગ્ધ બન્યા. મંત્રીશ્વરે દેવીને 'મંદિર'નું વરદાન આપવા કહ્યું. "તથાસ્તુ" કહી દેવી અંતર્ધ્યાન થઈ ગયા.

ધન્ય છે વિમલમંત્રીને ! જેણે પુત્ર કરતાં ધર્મ શ્રેષ્ઠ ગણ્યો.

× × ×

ભુલભુલામણીના મંદિરની સામે ત્રણ ગઢવાળું એક મંદિર છે. સમવસરણમાં દેવો ત્રણ ગઢ રચે છે તેનો આ દેખાવ છે. તેની પાસે અમીઝરા પાર્શ્વનાથનું મંદિર છે. મંદિરના ચોકમાંથી નિહાળતાં પ્રથમ ટેકરીનો દેખાવ સુંદર લાગે છે. અને ત્યાંથી દિગંબરના મંદિરમાં જવાય છે. આ મંદિરના ઘુમ્મટમાં સુંદર ચિત્રો દોરેલા છે. એક ચિત્રમાં ગાય અને સિંહ એક હોજમાં સાથે પાણી પીવે છે. પ્રભુના દરબારમાં ભેદભાવ નથી એવી તે પ્રેરણા આપે છે.

**શ્રી ધનેશ્વરસૂરીશ્વરની દેરી** :–મંદિરની બહાર આ તપગચ્છના આચાર્ય "શત્રુંજય મહાત્મ્ય"ના કર્તા શ્રી ધનેશ્વરસૂરીશ્વરની મૂર્તિ છે. તેમના ચરમકણુલમાં તેમના બન્ને શિષ્યો શોભી રહ્યા છે.

આગળ જતાં કુલવાળાની સમીપ કુમારપાળના મંદિર સામે વીર વિક્રમશીનો પાળીયો છે. જે જૈન સમાજ વીરતાનું કેવું બહુમાન કરે છે તેનું જ્વલંત દૃષ્ટાંત છે.

# વીરવિક્રમશીનો પાળીયો

ઉનાળાનો સમય. ધરતી પર અંગારા વરસતા હતા. કપડાં રંગવાનું કાર્ય કરતો એક ભાવસાર યુવાન. નામે વિક્રમશી. કપડાં રંગી તળાવેથી ઘેર પાછો ફર્યો. પરસેવો, થાક અને ભુખથી વ્યાકુળ ઘેર આવીને જુએ તો રસોઇ નથી. એ એની ભાભી પર ચીડાયો. "તમારાથી ઘરમાં આટલુંય નથી થતું ?" દીયરના તીખા શબ્દોનો જવાબ ભાભીએ પણ સણસણતો આપ્યો; "એટલું જોર શાનું બતાવો છો. હજુ તો તમારા ભાઇની કમાઇ છે. બહુ જોર હોય તો જાઓ શત્રુંજય પર. ત્યાં વાઘણને લઇ યાત્રા બંધ છે. તે ત્યાં બેઠી છે એને મારી આવો." તેજને ટકોર...વિક્રમશીને ભાભીનું આ મહેણું વસમું લાગ્યું. એ ધોકો લઈને ગિરિરાજ પર સડસડાટ ચડી ગયા. માર્ગમાં લોકોને કહેતો ગયો: "હું ઘંટ વગાડું એટલે જાણજો વાઘણ મરી ગઇ છે." વાઘણપોળના દરવાજા પર વાઘણ નિરાંતે સુતી હતી. વિક્રમશીએ વિચાર્યું–સુતેલા પર ઘા ન થાય...એટલે તેણે વાઘણને લાત મારી જગાડી. એ જાગી; જુએ છે તો દૂધમલ યુવાન મરવા આવ્યો છે. તેણે તરાપ મારી. વિક્રમશીએ માથામાં જોરથી ધોકો માર્યો. તે તમ્મર ખાઇ નીચે તૂટી પડી. વિક્રમશી તેને મરેલી જાણી ઘંટ વગાડવા દોડયો. પણ વાઘણ સચેત થઈ તે તેના પગે બાઝી. ઝપાઝપી ફરી શરૂ થઇ. છેવટે એ વીર યુવાને વાઘણને મારી નાખી. ઘાયલ થયેલા એનામાં ઘંટ વગાડવાની શક્તિ ન રહી. મહામહેનતે ઘંટ વગાડયો અને એ જમીન પર તુટી પડયો. યાત્રા છુટી કરીને એ મૃત્યું પામ્યો, છતાં જૈન ઇતિહાસમાં અમર બન્યો. ત્યારબાદ જૈનસંઘે અહીં એ વીરની યાદમાં એનો પાળીયો બનાવ્યો. જે આજે પણ લોકોને પ્રેરણા આપે છે કે ધર્મ ખાતર મરવામાં પણ મોજ છે. માટે કાયર ન બનો. ધર્મખાતર બલિદાન આપો.

એ વાઘણપોળના દરવાજાની ડાબી તરફ જતાં પ્રાછળ સૂરજ કુંડ આવે છે. તેનો મહિમા પણ અત્યંત છે.

## સુર્યકુંડ

"દ્રવ્ય સેવનથી સાજા તાજા,
જેમ કુકડો ચંદ રાજા રે...એ તીરથ તારું."

—નવાણું પ્ર. પૂજા.

આ સુર્યકુંડના નિર્મળ જળના પ્રભાવે ચંદરાજા કુકડો મટીને મૂળ સ્વરૂપ પામેલા. આ કુંડમાં કુકડાની મૂર્તિ પણ છે. બાજુમાં ભીમકુંડ, બ્રહ્મકુંડ (ઈશ્વરકુંડ) છે. બાજુની દેરીમાં શિવલિંગ છે. આ કુંડનું જળ આદિનાથ પ્રભુની ન્હવણપૂજા માટે વપરાય છે. આ પવિત્ર જળના પ્રભાવે રોગ ચાલ્યા જાય છે. મહિપાળ રાજાનો કોઢ રોગ દૂર થયો. તિર્યંચ પણ મનુષ્યપણું પામે છે. ચંદરાજાનું જૈનશાસ્ત્રમાં વિસ્તારથી દૃષ્ટાંત છે. અત્રે ટુંકમાં જોઈએ.

## ચંદરાજાનું દૃષ્ટાંત

આભાપુરી નગરીમાં રાજા વીરસેને પોતાના કુમાર ચંદકુમારને રાજ્ય સોંપ્યું. વીરસેન ગુજરી જવાથી ચંદરાજા રાજ્યનું પાલન કરતા હતા. પણ અપરમાતા વીરમતિ તેમનું ધ્યાન રાખતા હતાં. એકદા વીરમતિ ચંદરાજાની રાણી ગુણાવલીને દેશાવર જોવા લઈ ગયાં. પોતાની વિદ્યાથી એક વૃક્ષ પર બેસી સાસું વહુ ફિર્યાં. તેની બખોલમાં છુપી રીતે ચંદરાજા બેસી ગયેલા. સિંહલપુરમાં ચંદરાજા જ પ્રેમલાલચ્છીને પરણ્યા હતા. આ વાત વીરમતિએ "હાથમાં મીંઢળ"થી જાણી અને તેને દ્વેષ થયો. ચંદરાજાને કુકડો બનાવી દીધો. ગુણાવલી કલ્પાંત કરવા લાગી. વીરમતિનું હૃદય જરાય દ્રવિત ન થયું.

એકદા નાટક કરનારા રૂપે આવેલ પ્રેમલાલચ્છીએ નાટક કરી દાનના બદલામાં વીરમતિમાતા પાસેથી આ કુકડો માંગી લીધો. તે પ્રેમલાલચ્છી ફરતી ફરતી શત્રુંજય પર આવી. પ્રભુની યાત્રા કરી કુકડાને લઈ સૂર્યકુંડની પાળી પર બેઠી. એ સમયે ચંદરાજાને પૂર્વની સુંદર અવસ્થા યાદ આવી અને હૃદય ભરાઈ ગયું. આપઘાત કરવા સૂર્યકુંડમાં તેમણે ઝંપલાવ્યું. પ્રેમલા તેમને પકડવા દોડી. આખરે કુકડાના પગમાં જીર્ણ થયેલ દોરો તૂટી જતાં ચંદરાજા પોતાના મૂલ અદ્દભૂત સ્વરૂપને પામ્યા. સર્વત્ર આનંદ પ્રસરી ગયો. બન્ને નરનારે ત્યારબાદ ભાવપૂર્વક યુગાદિદેવની પૂજા કરી.

**"ધન્ય ધન્ય સુરજકુંડ જલ, કલિમલ મલહણનાર;**
**ચંદરાજા જલ મહિમા થકી, પામ્યા મનુષ્ય અવતાર."**

## મહિપાલરાજા

આ રાજાનો કોઢનો રોગ પણ આ કુંડના પ્રભાવથી દૂર થયેલ. સૌરાષ્ટ્રમાં ગિરિદુર્ગ નામે નગરમાં સૂર્યમલ્લ નામે રાજા હતો. તે કુવલય [(૧) પૃથ્વીના વલયને ધારનાર (૨) ચંદ્રવિકાસી કમલ છતાં કમલાલય (લક્ષ્મીનું સ્થાન)] હતો. તેને બે પુત્ર હતા. દેવપાલ અને મહિપાલ. તેમાં મહિપાલ ૭૨ કલામાં પ્રવીણ હતો. રાજાની રાણીનું નામ શશિલેખા હતું.

મહિપાલ એકદા યુવાન થયો. પરદેશ ભ્રમણ કરવા નિકળ્યો, ત્યાં અનેક જીવોને ધર્મ પમાડતો બે રાણી પરણ્યો. નગર પ્રતિ પાછા ફરતાં પૂર્વના અશુભ કર્મના ઉદયે કોઢરોગ ઉત્પન્ન થયો. ઘણી દવા કરી પણ એકે દવા લાગુ ન પડી. એક વખત તે ઝાડ નીચે સુતો હતો. આ સમયે ચંદ્રચૂડ નામના એક વિદ્યાધરે પોતાની સ્ત્રી સહિત ગગનમાર્ગે શત્રુંજયની યાત્રા કરીને પાછા ફરતાં આ

મહિપાલને જોયો. દયા આવતાં સૂર્યકુંડનું જળ તેના પર છાંટ્યું. તેથી તુરત મહિપાલ જળપ્રભાવે નિરોગી થાય છે.

ત્યારબાદ તેને સ્વજનોનો મેળાપ થાય છે. મુનિરાજનો પણ મેળાપ થાય છે. પૂર્વભવ સાંભળે છે. પ્રતિબોધ પામી મહિપાલ રાજા શ્રીપાલ (પોતાના પુત્ર)ને રાજ્ય આપી શત્રુંજય પર આવી અણસણ કરે છે. કર્મ ખપાવી મુક્તિને વરે છે.

## કંડુરાજર્ષિનું દૃષ્ટાંત

ચંદ્રપુર નગરમાં કંડૂ નામે રાજા થયો. તે ઘણો પાપી હતો. પરસ્ત્રી, પરધન, ક્રૂરતા વગેરેથી ઘણા પાપ કર્યા. તેથી તેને ક્ષય રોગ થયો. ખૂબ દુઃખી થતા તે રાજ્ય છોડી મરવા ગયો. પણ આપઘાત કરવાના સમયે અંબિકાદેવીએ ગાયરૂપે આવી તેને બોધ કર્યો. સમતા ભાવમાં આવ્યો. તેની પરીક્ષા એક યક્ષે કરી. સમતા ભાવ નિહાળી અંબિકાદેવી પ્રગટ થયાં. શત્રુંજય જવાની પ્રેરણા કરી. તે શત્રુંજય પર આવી, એક મુનિ પાસે દીક્ષા લઈ, ઘોર તપ કરી કર્મ ખપાવી મુક્તિ પામ્યા. સ્તવનમાં કહ્યું છે કે—

"કંડુરાય" મહાપાપીયો ઈહાં આવી,
હાં રે શીશ સનાહે કાંયા દીપાવી.
હાં રે વ્રતશસ્ત્રથી મોહ હરાવી,
હાં રે વરી સિવવધુ નાર.
વિમલાચલ નગનાયને ચિત્ત ધરીયે."

## ત્રિવિક્રમની કથા

શ્રાવસ્તી નગરીમાં ત્રિશંકુ રાજાનો પુત્ર ત્રિવિક્રમ નામે રાજા હતો. એક વાર બગીચામાં આરામ કરતો હતો. ત્યાં એક પક્ષી

તેના મસ્તક પર ક્રૂર શબ્દો કરતું વારંવાર ઉડવા લાગ્યું. રાજાને ક્રોધ ચડયો. તે પક્ષીને બાણથી હણી નાંખ્યું. તે તરફડતા પક્ષીને જોઈ રાજાને ઘણો પશ્ચાતાપ થયો. તેણે રાજ્યનો ત્યાગ કરી ચારિત્ર લીધું. ત્રિવિક્રમ રાજર્ષિ જ્ઞાન–ચારિત્રની ઉપાસના કરતા ભૂતલ પર વિચરવા લાગ્યા. તેમાં તે મૃત્યુ પામેલ પક્ષી મરીને બીજા ભવમાં ભીલ થયેલ. તેણે મુનિને જોઈ પૂર્વનું વેર સંભાળી મુનિને દંડાથી મારવા દોડયો. મુનિએ ક્રોધથી તેના પર તેજોલેશ્યા મૂકી તેને બાળી નાખ્યો. ક્રોધ કેવું ભવભ્રમણ અને વેર વધારે છે. તે કહે છે– તે ભીલ અનુક્રમે સિંહ થયો. ત્યારબાદ દીપડો થયો. ત્યાર પછી સાંઢ થયો. ત્યાર પછી સર્પ થયો અને પછી બ્રાહ્મણ થયો. આ બધા ભવમાં મુનિનો મેળાપ થયો. અને ક્રોધથી તે સામે થતો. મુનિ પણ ક્રોધથી તેના પર તેજોલેશ્યા મુકતા. આમ છેલ્લે તે બ્રાહ્મણ મરીને મહાબાહુ નામે રાજા થયો. તેણે મહેલના બારીમાંથી મુનિને જોયા. પૂર્વભવ યાદ આવ્યો. પશ્ચાતાપ થયો. મુનિને શોધવા એક શ્લોક નગરના દ્વારે મુકાવ્યો :–

" વિહગઃ શબરઃ સિંહો દ્વીપી ષણ્ઢઃ ફણી વિપ્રઃ ।
યેનામી નિહતાઃ કોપાત્સ કથં ભવિતા હહા ॥ "

રાજાનો શ્લોક મુનિએ વાંચ્યો. મુનિ રાજા પાસે આવ્યા. પશ્ચાતાપથી બન્ને દ્રવિત બન્યા. પરસ્પર ખમાવ્યા. ત્યાં કેવલીમુનિ પધાર્યા. બન્નેને શત્રુંજય પર કર્મ ખપાવવાનો આદેશ આપ્યો. શત્રુંજયનો મહિમા કહ્યો. ત્યારબાદ રાજા ત્રિવિક્રમે સંઘ કાઢ્યો. મુનિ પણ સાથે ચાલ્યા. તીર્થયાત્રા ભાવપૂર્વક કરી. બન્ને ત્યાં અણસણ કરી મુક્તિ પામ્યા.

# દાદાનો દરબાર

સારબાદ અહીંથી હાથીપોળનું દ્વાર આવે છે. અહીં દાદાનું વિશાળ ભવ્ય મંદિર સન્મુખ દેખાય છે. યાત્રીઓની કતાર હાથમાં પૂજાની થાળી લઈને ઉભેલી નજરે પડે છે. અહીં પ્રભુના ઘંટારવ ગાજી રહ્યા છે. પુષ્પ અને ધુપની સૌરભ પ્રસરી રહી છે. ચારે તરફ યાત્રીઓ વાટકીમાં ચંદન લઈને પૂજાની ધમાલમાં જણાય છે. વાતાવરણ ગુંજાયમાન અને પ્રસન્ન છે. સ્તવનના મધુર સરોદો દાદાના મંદિરમાંથી આવતા જણાય છે. જાણે કોઈ દેવભુમિમાં આવ્યા હોય તેવો પરમ ભાસ થાય છે. સામે દાદાનાં મંદિરનું કલામયદ્વાર સ્વાગત કરે છે. ભવિક આત્માના મુખમાંથી એકાદ ગીતપંક્તિ સરી પડે છે:

"સમકિત દ્વાર ગભારે પેસતાંજી, પાપ પડલ ગયાં દૂર રે,
મોહન મરુદેવીનો લાડલોજી, દીઠો મીઠો આનંદ પૂર રે."

આ પ્રતિમાજી તથા મંદિરનો પુનરુદ્ધાર સં. ૧૫૮૭માં કર્માશા શેઠિએ પૂ. આનંદવિમલસૂરિના ઉપદેશથી કરાવ્યો હતો. મંદિરની બાંધણી સુંદર હતી. કાલક્રમે તે જીર્ણ થતાં બાસઠ વર્ષ બાદ સં. ૧૬૪૯ માં જગદ્ગુરુ શ્રીહીરસૂરીશ્વરજી મ.ના ઉપદેશથી ખંભાતના ઉદાર ધનિક શ્રી તેજપાલ સોનીએ જીર્ણોદ્ધાર કરાવ્યો. પૂ. જગદ્ગુરુ હસ્તક પ્રતિષ્ઠા કરાવી. આ શિલાલેખ મંદિરના અંદરના સ્થંભ પર છે. આ મંદિરની રચના નયન મનોહર છે.

ભૂતલથી શિખર સુધીની ઉંચાઈ બાવન હાથની છે. ૧૨૪૫ કુંભો શોભી રહ્યા છે. ચાર દિશામાં ચાર યોગિની અને દશ દિગ્પાલો સ્થાપેલા છે. એ મંદિરની ચોતરફ ૭૨ દેવકુલિકાઓ (દેરીઓ)ની રચના છે. ૪ ગવાક્ષો, ૩૨ પુતળીઓ અને ૩૨ તોરણોથી

મંદિરની શોભા મનોહર લાગે છે. આરસના ૨૪ હાથીઓ દીપે છે. ૭૪ સ્થંભો ઉભા છે. આવું સુંદર મંદિર જીર્ણોદ્ધાર કરાવી શ્રી તેજપાલ સોનીએ તેનું નામ "નંદિવર્ધન" રાખ્યું. આ રીતે તેમની ઉદારતાથી પ્રભાવિત થઇ શ્રી સંઘે તેને "કુબેર ભંડારી" ની ઉપમા આપી હતી.

દ્વારમાં પ્રવેશતાં આપણે જે અદ્‌ભૂત પ્રતિમાના દર્શન માટે તલસતા હતા તેનાં સુભગ દર્શન થાય છે. તે અલૌકિક પ્રભાવશાળી પ્રતિમાનાં નેત્રનાં દર્શન થતાં જ મુખમાંથી સ્તવના સરી પડે છે–

"અમિય ભરી મૂર્તિ રચી રે, ઉપમા નવ ઘટે કોય;
શાંત સુધારસ ઝીલતી રે, નિરખત તૃપ્તિ ન હોય.
વિમલજિન દીઠાં લોયણ આજ, મારાં સિધ્ધાં વાંછિત કાજ"

વિમલગિરિ પર આવા વિમલ લોચનનાં દર્શન થતાં આત્મા પણ આ દર્શન–અમૃતનું પાન કરતાં વિમલ બને છે. ત્યાંથી આત્માને ખસવાનું મન થતું નથી. વારંવાર જોવા છતાં ધરાતો નથી. એવું તે દાદાની પ્રતિમાનું અનુપમ આકર્ષણ છે.

ચાંદીના શ્વેત સિંહાસન ઉપર આદિનાથ પ્રભુ વિરાજિત છે. ચાંદીની મનોહર છત્રી ઉપર ચમકી રહી છે. બાજુમાં નમિવિનમિ કાઉસગ્ગધ્યાને ઊભા છે. દાદાની સામે હાથી ઉપર ઋષભદેવની માતા મરુદેવા વિરાજિત છે. દક્ષિણ વામ હાથે ઘીનો અખંડ દીપક પ્રકાશપૂંજ વેરી રહ્યો છે. ધૂપની સેર સારાય મંદિરને સુવાસિત કરી રહી છે. આજુબાજુના નમિ–વિનમિ નિહાળતાં ધનપાલ કવિનો એક શ્લોક યાદ આવે છે:

"દિશતુ વિરતિલાભાન્તરં પાર્શ્વસર્પન્,
નમિવિનમિ કૃપાણોત્સઙ્ગ દશ્યાંઙ્ગલક્ષ્મીઃ;

ત્રિજગદપગાપત્કર્તુંમાત્તાન્યરૂપ,
દ્વયં દ્વ ભગવાન્ વઃ સમ્પદં નાભિસૂનુંઃ"

—તિલક મંજરી.

—"કરે સેવા કાજે નમિવિનમિ હાથે અસિ ધરી,
પડે તેમાં છાયા તવ તનુ તણી જે દ્વય વળી;
ત્રિરુપો જાણે આ ત્રિભુવન તણા દુઃખ હરવા,
ત્રિરત્નોને આપો પ્રથમજિન તે મુક્તિ વરવા."

અર્થ :–"સંયમ પ્રાપ્ત થયા બાદ જે નાભિનંદન (આદિનાથ) જેમની આજુબાજુ સ્થિત નમિ અને વિનમિની ચમકતી કૃપાણમાં પ્રતિબિંબિત દેહકાંતિના બે રૂપ–એ ત્રણ કુલરૂપ જાણે ત્રિભુવનની આપત્તિને દૂર કરવા માટે ન હોય! એવા નાભિનંદન (પ્રભુ આદિનાથ) તમારી (અભ્યંતર બાહ્ય) લક્ષ્મીને આપનારા થાઓ."

પ્રભુ પાસે ભાવપૂર્વક આ રીતે સ્તુતિ બોલ્યા બાદ ચૈત્યવંદન કરવું. દેવવંદન આવડે તો દેવવંદન કરવું. ત્યાર બાદ સ્તવના કરી ત્રણ પ્રદક્ષિણા દેવી.

## ત્રણ પ્રદક્ષિણા

જ્ઞાન, દર્શન અને ચારિત્રની પ્રાપ્તિ માટે ત્રણ પ્રદક્ષિણા દેવી જોઈએ. તે પ્રદક્ષિણા આ પ્રમાણે દેવી–

પ્રથમ પ્રદક્ષિણા:-(પ્રથમ દાદાના મંદિરમાંથી નિકળી સહસ્રકુટ મંદિરમાં. (આ મંદિરમાં ૧૦૨૪ પ્રતિમા છે.) રાયણ પગલાં. પછી ગણધર પગલાં (આમાં ૧૪૫૨ ગણધરનાં પગલાં છે.) બાદ સિમંધરસ્વામિના મંદિરમાં. સિમંધરસ્વામિના મંદિરમાં મૂલનાયક આદિનાથ ભગવાન છે. (પૂર્વે અહીં સિમંધરસ્વામિની સ્થાપનાનો વિચાર હતો.)

**બીજી પ્રદક્ષિણા**:– નવા આદિનાથના મંદિરમાંથી નીકળી બાજુની ગલીમાંથી મેરૂશિખર પાસે થઈ સમેતશિખર, રાયણ પગલાં, ચૌદરત્નનું મંદિર. ત્યાંથી-અર્ધભાગની દેરીઓમાં દર્શન કરી જમણા હાથ પર સહસ્રફણા પાર્શ્વનાથના મંદિરમાં આવવું. ત્યાં પૂ. આત્મારામજી મ.ની ગુરૂમૂર્તિ છે ત્યાંથી રંગ મંડપમા આવવું.

**ત્રીજી પ્રદક્ષિણા**:–પાંચ ભાયાનું મંદિર, ખાજુરીયાનું મંદિર, શ્રી નેમનાથની દેરી. બાકીની બધી દેરીઓનાં દર્શન કરી વીશ-વિહરમાનના મંદિરમાં જવું. ત્યાંથી અષ્ટાપદજી, રાયણપગલાં, નમિ વિનમિ, ચૌદરત્નનું મંદિર, ચોમુખજી (ગંધારીયાનું મંદિર,) અને પછી પુંડરીકસ્વામિના મંદિરમાં જવું.

ત્યારબાદ રાયણ પગલાંએ ચોથું ચૈત્યવંદન કરવું.



## જગડુશા

કંથકોટના શ્રીમાળી વણિક જગડુશા પાસે અઢળક સંપત્તિ હતી. જ્યારે સં. ૧૩૧૨ થી સં. ૧૩૧૫-ત્રણ વર્ષનો દુકાળ પડયો ત્યારે તેમણે છ રાજ્યને અનાજ પુરૂં પાડયું. આ અનાજના કોઠાર તેમણે પૂ. આ. પરમદેવસૂરિજીના ઉપદેશથી પ્રથમ સંગ્રહ કરેલા. તેમણે શત્રુંજયનો વિશાળ સંઘ કાઢયો હતો.

# યાત્રાની પૂર્ણતા

## હવે આપણે યાત્રાની પૂર્ણાહુતિ કરીએ.....

દાદાના મંદિરની સન્મુખ રથયાત્રાનો ચોક બનાવ્યો છે. મંગલ પ્રસંગે અત્રે રથયાત્રા કઢાય છે. ભવિકજનો પ્રતિદિન અહીં સ્નાત્ર ભણાવે છે. અહીં ચારે તરફ મંદિરોનો કોઈ પાર નથી. જ્યાં, કેટલાક મંદિરોનો ટુંક પરિચય કરી દર્શન કરી લઈએ.

**સહસ્રકૂટનું મંદિર:** આ મંદિર આગ્રાનિવાસી માનસિંહ વર્ધમાને સંવત ૧૭૧૦માં કરાવેલ. તેની પ્રતિષ્ઠા ઉ. વિનયવિજયજી મ. હસ્તક થઈ છે.

**સીમંધરસ્વામીનું મંદિર:**—આ મંદિર દાદાના મંદિરની જમણી તરફ છે. તે વસ્તુપાલ–તેજપાલ બંધુઓએ બંધાવેલ છે. તેમાં ઓસવાલની સચ્ચિકાદેવીની મૂર્તિ છે. તેની (પોતાની કુળદેવીની.) પ્રતિષ્ઠા સં. ૧૩૭૧માં દેશલશાના પુત્ર સમરાશાએ કરાવેલી છે. તેમાં દેરાના ગોખની બાજુમાં સંઘવી દેશલશા અને રાણા મહિપાલ (આરસ આપનાર)ની મૂર્તિ છે.

**નવા આદીશ્વરજી:**—આ મંદિર પણ વસ્તુપાલ–તેજપાલે બંધાવેલ છે. તે મૂર્તિની પ્રતિષ્ઠા (સુરતવાળા) સંઘવી તારાચંદે કરાવી છે. મૂળનાયક દાદાના મંદિરમાં વિજળી પડી. દાદાની

મૂર્તિની નાસિકા આથી સહેજ ખંડિત બનતાં સંઘે નવા આદીશ્વરજી ભરાવ્યા. તે દાદાની જગ્યાએ વિરાજિત કરવા ગયા, પણ મૂર્તિ ઉઠાવવા જતાં 'ના'કારનો ભયંકર અવાજ થયો. બધા ગભરાઈ ગયા. દાદાની ઈચ્છા અત્રે જ સ્થિર રહેવાની જાણી આ નવા પ્રતિમાજી વસ્તુપાલવાળા મંદિરમાં પધરાવ્યા. પ્રતિમાજી સુંદર છે. બાજુમાં બે મોટા કાઉસગ્ગીયા છે. પ્રભુના પગલા દર્શનીય છે. આ મંદિરમાં દેશલશાના મોટાભાઈ સંઘવી આસાધર અને તેમના ધર્મપત્ની રત્નશ્રીની મૂર્તિ પણ મનોહર છે.

**મેરુશિખર** :–અમદાવાદવાળા શેઠ માણેકલાલ મનસુખભાઈ સંઘ લઈને આવ્યા ત્યારે તેઓએ આ આરસના મેરુશિખર બનાવરાવ્યા છે.

**સમેતશિખર તીર્થપટ** :–આ મંદિરનાં દ્વાર જાળીવાળા છે. છે. આરસનો સમેતશિખર તીર્થપટ કોતર્યો તેમાં આવેલ પાર્શ્વનાથની ટુંકો તથા વીશ તીર્થંકરનાં પગલાં દર્શનીય છે.

**પાંચ ભાયાનું મંદિર** :–આ મંદિર સં. ૧૬૧૫માં બંધાયેલ. તેમાં આરસના બે સુંદર ગોખલા છે. આગળ જતાં શ્રી નેમિનાથનાં ચમત્કારીક શ્યામ પ્રતિમાજી છે. બાજુની દેરીમાં સંપ્રતિ રાજાના સમયની આદિનાથની પ્રતિમાજી દર્શનીય છે.

**ગણધર પગલાં** :–આ મંદિર મૂલનાયકના મંદિરની જમણી બાજુ આવેલ છે. તેમાં ચોવીશ ગણધરના ૧૪૫૨ પગલાં છે. આગળ એક મંદિરમાં સહસ્ત્રફણા પાર્શ્વનાથની સુંદર મૂર્તિ છે.

**વીશ વિહરમાનનું મંદિર** :–આ મંદિરમાં વર્તમાન ચોવીશી તથા વીશ વિહરમાન પ્રભુનાં નૂતન ચિત્રપટો છે. તેમાં ખંડિત ભોયરૂં છે.

**અષ્ટાપદનું મંદિર** :–આ મંદિર છસો વર્ષ પૂર્વેનું છે. આ

આરસની અષ્ટાપદની રચનામાં રાવણ વીણા, વગાડે છે, મંદોદરી નૃત્ય કરે છે. ઉપર ચોવીશ પ્રતિમાજી છે. વચમાં કેવલજ્ઞાન પામતા તાપસો છે. સૂર્યના કિરણોથી ઉપર ચઢતા શ્રી ગૌતમસ્વામી છે.

**રાયણ પગલાં :**–આગળ માહિતી વિભાગમાં આનો મહિમા લખેલ છે. અત્રે આદિનાથ દાદાના પગલાંની સુંદર દેરી છે. સામે સુવર્ણના કામયુક્ત પ્રભુ (આદિનાથ) ની મૂર્તિ આકર્ષક છે. નીચે ગિરનાર, સમેતશિખર, આબુના દશ્યો પણ સુંદર છે. આ પગલાં રાયણવૃક્ષ નીચે કર્માશા શેઠે સં. ૧૫૮૭ માં પધરાવેલાં. આ વૃક્ષને સિદ્ધગિરિના દુહા બોલતાં ત્રણ પ્રદક્ષિણા દેવી ચૈત્યવંદન કરવું.

**ચોમુખજી (ગંધારીયાનું મંદિર) :**–આ મંદિર છેલ્લી ભમતીના છેડે પુંડરીકજી જતાં આવે છે. સં. ૧૬૨૦ ના કાર્તિક સુદ ૨ના આની પ્રતિષ્ઠા ગંધારવાસી શા રામજી વર્ધમાન તથા તેમના ભાઈઓએ આ. શ્રી હીરસૂરીશ્વરજીના હસ્તે કરાવી છે. મૂલનાયક શાંતિનાથજી છે. આ મંદિરમાં ૨૪ જિનનાં માતાની મૂર્તિઓ જિનેશ્વરને લઈ ઉભેલાં કોતરેલાં છે.

**પુંડરીક ગણધરનું મંદિર :**–દાદાના મંદિરની સામે આ મંદિર છે. શ્રી પુંડરીક સ્વામીની પ્રતિમા ઘણી સુંદર છે. અત્રે પાંચમું ચૈત્યવંદન કરવું. આની પ્રતિષ્ઠા કર્માશા શેઠે સં. ૧૫૮૭ માં કરાવેલી છે. સોના રૂપાનું કામ ભવ્ય છે.

**વિશેષ માહિતી :**–રતનપોળમાં રાયણપગલાં, જમણી તરફ મંદિરમાં ભરત બાહુબલીની મૂર્તિઓ તથા નમિ–વિનમિ તેમજ બ્રાહ્મી અને સુંદરીની મૂર્તિઓ જોવાલાયક છે. ચૌદરત્નનું મંદિર પણ દર્શનીય છે. પુંડરીકજીની બાજુમાં નેમિનાથ પ્રભુની મૂર્તિ અલૌકિક છે.

## શત્રુંજયની પાગો

૧૧ એટલે ગિરિરાજ પર પગે ચાલીને જવાના માર્ગો.

(૧) જયતલાટી–તે રસ્તેથી દાદાની ટુંકે જવાય છે. આ મુખ્ય પાગ છે.

(૨) **શેત્રુંજી નદીની પાગ**–કલ્યાણવિમલની દેરીથી (તલાટી રોડ પર) જમણે રસ્તે શેત્રુંજી નદી આવે છે. આગળ ઝાડીનો વિરડો છે. ત્યાં આદિનાથનાં પગલાં છે. આગળ દેરડીના ૭ પુત્રની દેરી છે. તે પુત્રો અત્રે ખોખરાવાળી ટેકરી પર નિર્વાણ પામ્યા. તેની બાજુમાં મસાલીઆનો કુંડ છે.

(૩) **ઘેટીની પાગ** – આ પાગે રામપોળની બાજુના રસ્તેથી જવાય છે. માર્ગમાં ૨૪ તીર્થંકરની પગલાંની દેરી છે. બાજુમાં કુંડ ને વિસામો છે. ત્યાંથી તલેટીમાં પાદુકામંદિર છે. તે ઘેટીની પાગના નામે પ્રસિદ્ધ છે. અહીં ૨૪ તીર્થંકરનાં પગલાં છે. ભીંત પર ચિત્રામણ છે. અત્રે ચૈત્યવંદન કરવું. આ યાત્રા કરવાથી બે યાત્રા ગણાય છે.

**પ્રદક્ષિણાઓ :–(૧) દોઢ ગાઉની પ્રદક્ષિણા**–રામપોળથી નિકળી કિલ્લાની બાજુએ ફરી નવટુંકની પ્રદક્ષિણા કરી બારીએથી હનુમાનદ્વાર પર આવી દાદાની ટુંકમાં દર્શન કરવાથી દોઢ ગાઉની પ્રદક્ષિણા પૂર્ણ થાય છે.

(૨) **છ ગાઉની પ્રદક્ષિણા** –રામપોળની બારીથી ડાબા હાથે છગાઉની પ્રદક્ષિણાનો રસ્તો છે. ત્યાંથી સિદ્ધિવડ પહોંચાય છે. કૃષ્ણના પુત્ર શાંબ અને પ્રદ્યુમ્ન સાડાઆઠ ક્રોડ મુનિ સાથે ફા. સુ. ૧૩ના મુક્તિ પામ્યા, તેથી છ ગાઉની પ્રદક્ષિણાનો મહિમા છે. એ દિવસે હજારો યાત્રિકો આવે છે. માર્ગમાં ઉલકાજલ પોલાણ, ચિલ્લણતલાવડી આવે છે તેનું દૃષ્ટાંત–" શ્રી સુધર્માસ્વામીના એક શિષ્ય ચિલ્લણમુનિ સંઘયુક્ત શત્રુંજયની યાત્રાએ આવતા હતા. માર્ગમાં ઉનાળાને લઈ સંઘ તૃષાતુર થયો. સંઘે જલ માટે પ્રાર્થના

કરી. ચિલ્લણમુનિએ લબ્ધિથી મોટું તળાવ બનાવ્યું. સંઘ જલ-પાન કરી તૃપ્ત થયો." અહીંનું જળ પવિત્ર છે. અહી બે દેરીઓ છે-તેમાં અજિતનાથનાં અને શાંતિનાથનાં પગલાં છે. પાસે સિધ્ધ-શિલા છે. ભવ્ય જીવો ૧૦૦૮ લોગસ્સનો અત્રે કાઉસગ્ગ કરે છે.

**ભાડવાનો ડુંગર**–ત્યાંથી આગળ જતા ભાડવાનો ડુંગર આવે છે. અહી સાડાઆઠ ક્રોડ મુનિયુક્ત શ્રી કૃષ્ણના પુત્ર શાંબ અને પ્રદ્યુમ્ન ફાગણ સુ. ૧૩ના મુક્તિ પામ્યાં. આ ડુંગરને લઈ છગાઉનો મહિમા છે. અહી એક દેરી છે.

**સિધ્ધવડ**–અત્રે અનંત સાધુઓ મુક્તિ પામ્યા હોવાથી સિધ્ધવડ નામે પ્રસિધ્ધ છે. અત્રે ૠ આદિનાથનાં પગલાંની દેરી છે. યાત્રીઓને દહીં ઢેબરા વગેરે ભોજન કરાવાય છે.

**(૫) બારગાઉની યાત્રા**–શેત્રુંજી પર બંધ થતાં આ યાત્રા બંધ છે.

**કદંબગિરિ** – ગઈ ઉત્સર્પિણીમાં સંપ્રતિજિનના કદંબ નામે પ્રથમ ગણધર અત્રે ક્રોડી મુનિ સાથે, નિર્વાણ પામ્યા તેથી આ તીર્થનો મહિમા છે.

બીજા મતે ગઈ ચોવીશીના નિર્વાણી-જિનના કદંબ નામે ગણધર નિર્વાણ પામ્યા છે. આ શત્રુંજયનું એક શિખર જ છે. અત્રે ૫૦ વર્ષ પૂર્વે ઝૂંપડાં હતાં. તેમાં શાસનસમ્રાટ આ. મ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ.ના ઉપદેશ અને શ્રમથી અત્રે હાલ દેવવિમાન જેવાં મંદિરોની હારમાળા થઈ છે. જિનદાસ ધર્મદાસ પેઢીનો વહીવટ છે. કદંબવિહાર પ્રાસાદમાં નેમિસૂરીશ્વરજી મ.ની મૂર્તિ મનોહર છે. અંદર મૂલનાયક મહાવીરસ્વામીનું મંદિર છે. ઉપર (૧) આદિજિન પ્રાસાદ (૨) ગણધર પ્રાસાદ (૩) શ્રી નમિનાથ પ્રાસાદ (૪) શ્રી નેમિનાથ પ્રાસાદ (૫) શ્રી સીમંધર પ્રાસાદ

(૬) વાવડી પ્લોટ ( મૂર્તિનો ભંડાર ) (૭) શ્રી પાર્શ્વનાથ પ્રાસાદ (૮) શત્રુંજય રચના વગેરે જોવા લાયક છે.

અહીં તો જંગલમાં મંગલ થયેલ છે. પાલીતાણાથી બસ જાય છે. શ્રી ઉદયસૂરીશ્વર જ્ઞાનમંદિર તથા ભોજનશાળા પણ છે.

## પંચતીર્થી

(૧) **મહુવા (મધુમતી)**:–અહીં શ્રી જીવિતસ્વામીની પ્રતિમા. યુક્ત રમણીય મંદિર છે. પૂ. નેમિસૂરીશ્વરજી મ.ની પ્રેરણાથી ચાર માળનો દેવપ્રસાદ દર્શનીય છે. દાદાની ગુરૂમૂર્તિ પણ તેમાં છે. તે જીવિતસ્વામીની પ્રતિમા નંદિવર્ધન રાજા ( મહાવીર પ્રભુનાં ભાઈ ) એ ભરાવેલી છે. એકાણું ઈંચના કેશરીયાજીનો ત્રણ માળનો પ્રાસાદ દર્શનીય છે. સામે ૧૮ ફુટના અદબદજી છે. તેની બાજુમાં પૂ. શાસનસમ્રાટ્‌ની દેરી છે.

(૨) **તાલધ્વજ (તળાજા) ગિરિ**:–આ પર્વત ઝુલતી પર્વત. માળ જેવો છે. શત્રુંજયનું આ એક શિખર છે. શેત્રુંજી નદીનો પટ, ગોપનાથ મહાદેવનો દ્વીપકલ્પ, સમુદ્રનાં મોજા દર્શનીય છે. અત્રે એભલ ગુફા જોવા જેવી છે. ડુંગરપર પાર્શ્વનાથનું મંદિર સુંદર છે. શ્રી વસ્તુપાલ બંધુઓએ સં. ૧૩૮૧ માં અહીં મંદિર બંધાવેલ. અત્રે સુમતિનાથનું મંદિર છે. ત્રીજી ટુંકમાં શ્રી ચોમુખજીનું મંદિર છે. ત્યાં એક કીર્તિસ્થંભ છે.

(૩) **દાઠા**:–ઉંચી બાંધણીનું શ્રી શાંતિનાથ પ્રભુનું મંદિર છે. ધર્મશાળા પણ છે. દાઠા સ્ટેશન છે. તળાજાથી મહુવા જતાં રેલ્વે અને બસમાં આવે છે.

(૪) **ઘોઘા**:–અહીં વિશાળ નવખંડા પાર્શ્વનાથનું મંદિર છે. (તે મૂર્તિનો મુસ્લીમોએ ધ્વંસ કર્યો. એક શ્રાવકને અધિષ્ઠાયકે સ્વપ્નમાં

કહ્યું કે તેને રૂના પોલમાં ૭ માસ રાખો, ટુકડા સંધાઇ જશે. ૭ માસથી જરાક વહેલી બહાર કાઢી, મૂર્તિ સંધાઈ ગઈ પણ રેખાઓ રહી ગઈ છે.) અત્રે તે મૂર્તિ ચમત્કારીક છે. ઉતરવા હઠીભાઈની ધર્મશાળા છે. મૂલનાયક પ્રભુ સં. ૧૧૬૮ના સમયના છે. હરકુંવર શેઠાણી ઘોઘાનાં હતાં.

(૫) ભાવનગર—પ્રસિદ્ધ શહેર છે. અત્રે પ્રાચથી ૭ મોટા મંદિર છે સૌથી મોટું મંદિર આદિનાથનું છે. સ્ટેશન પર શેઠ હીરાલાલની ધર્મશાળા છે.

## રૈવતગિરિની પંચતીર્થી

(૧) શ્રી પ્રભાસપાટણ તીર્થ :—આ તીર્થ ઘણું પ્રાચીન છે. શ્રી ભરત રાજાએ ચંદ્રપ્રભુનું મંદિર અને ચંદ્રપ્રભાસ નામે નગર દરિયા કિનારે કરાવેલ. ત્યાર બાદ ચંદ્રયશા રાજાએ એક મંદિર બંધાવેલ. ત્યાર બાદ શ્રી રામચંદ્રજી તથા સીતાજીએ એ મંદિર બંધાવેલ. એમ ચાર મંદિર ભેગા કરી "ગજેન્દ્રપૂર્ણ પ્રાસાદ" નામે હાલ પ્રાસાદ વિદ્યમાન છે. મૂલનાયક ચંદ્રપ્રભુ ચમત્કારિક છે તે અંગે કથા છે કે—જ્યારે વલ્લભીપુરનો ભંગ થયો. ત્યારે ત્યાંથી અધિષ્ઠાયકો એ મૂર્તિ અહીં ગગન માર્ગે લાવેલા. છેલ્લી પ્રતિષ્ઠા વિ. સં. ૨૦૧૮ મહા સુદ ૬ ના થઇ છે. મંદિર વિશાલ છે. ૮૫ ફુટ ઉંચુ છે. ૧૦૦ ફુટ લાંબુ-પહોળું છે. નવ ગભારા છે. ત્રણ શિખર છે. દશ લાખ રૂ.ના ખર્ચે જીર્ણોદ્ધાર થયો છે.

(૨) ઉના —વેરાવળથી રેલ્વે લાઇનમાં ૬૦ માઇલ દૂર આ તીર્થ આવેલ છે. આ નગરનું પ્રાચીન નામ ઉન્નતપુર હતું. વિશાલ પંડામાં પાંચ જિનમંદિર છે. ભોંયરામાં શ્રી અમીઝરા પાર્શ્વનાથની અલૌકિક મૂર્તિ છે. ગામ બહાર અજારાના રસ્તે ગુરૂસ્તુપ છે.

(૩) અજારા :–ઉનાથી બે માઈલ દૂર આ તીર્થ આવેલ છે. ગામ બહાર પાર્શ્વનાથનું મંદિર છે. આ પાર્શ્વનાથના પ્રભાવે દશરથ રાજાના પિતા અજયપાળનો કોઢરોગ દૂર થયો હતો. મંદિરની પાસે ચમત્કારિક અજયપાળનો ચોરો છે. તે અજારાના પાર્શ્વની મૂર્તિ અતિ પ્રાચીન છે. જેનું પૂજન ધરણેન્દ્રદેવે પોતાના ભવનમાં સાત લાખ વર્ષ, કુબેરદેવે ૬૦૦ વર્ષ, વરુણદેવે સાત લાખ વર્ષ પર્યંત કરેલ હતું. રત્નસાર વણિક મારફત સમુદ્રમાંથી આ મૂર્તિ અજયપાળને મળી હતી.

(૪) દેલવાડા :–અજારાથી બે માઈલ દૂર આ તીર્થ છે. મૂલનાયક શ્રી ચિંતામણી પાર્શ્વનાથ છે. મંદિર ભવ્ય અને દર્શનીય છે.

(૫) દીવ :–અજારાથી સાત માઈલ દૂર દીવતીર્થ છે. આ નગરીનું પ્રાચીન નામ દ્વીપપત્તન હતું. નાવમાં બેસીને ત્યાં જઈ શકાય છે. શહેરને ફરતો દરિયો છે. હાલમાં દીવમાં ત્રણ જિન મંદિર છે. મુખ્ય મંદિરમાં શ્રી નવલખા પાર્શ્વનાથની મૂર્તિ ભવ્ય છે. તે પ્રતિમાજીને નવલખો મુગુટ અને નવલખો હાર નિત્ય ચઢતો તેથી તે નવલખા કહેવાય છે.

---

## દૃષ્ટિ એવી સૃષ્ટિ

**માનવીના અંતરમાં શ્રદ્ધા, ભક્તિ અને જ્ઞાનનો પ્રકાશ હોય તો તેને આ ગિરિરાજ ચિંતામણી રત્ન સદશ લાગે. અને અજ્ઞાનનો અંધકાર હોય તો માત્ર શિલાવત લાગે. એ સર્વ દૃષ્ટિનો પ્રભાવ છે.**

**સમ્યગ્દૃષ્ટિ જ આ ગિરિની સ્પર્શના કરી પૂર્ણ લાભ મેળવી શકે.**

---




## સુવાસ ચઢે છે

પ્રભાતનો સમય હતો. હું ગિરિરાજનાં પગથિયાં ચડી રહ્યો હતો. માર્ગમાં એક ડોસી ભાવથી લાકડીના ટેકે ચડી રહ્યાં હતાં. મુખમાં શ્વાસ માતો ન હતો...છતાં શ્રદ્ધા મોટી હતી. મેં પૂછ્યું : "માજી! થાક લાગ્યો છે ?"...તે બોલ્યા : "ના મહારાજ ! આ તો જરાક સુવાસ ચઢે છે." જુના માણસ શ્વાસને સુવાસ કહે એ હું સમજી ગયો. વિચારમાં પડયો—ખરેખર ! આ ગિરિરાજ પર ત્રણ જગતના નાથ આદિનાથ દાદાની પ્રસરેલી અનુપમ ધર્મ સુવાસને લઈને જ આ લાખો યાત્રીઓ દેશાવરથી આવે છે. અને ઉપર ચઢે છે.....

ત્યાં સામેથી આચાર્ય મહારાજ શ્રી ધર્મધુરન્ધરસૂરિજી મહારાજ મળ્યા. મેં કહ્યું : "સાહેબ ! મત્થએણ વંદામિ." એ કહે કેમ થાકી ગયો ?" મેં માજીનો શબ્દ ત્યાં મૂકયો. "ના સાહેબ ! આ તો જરાક સુવાસ ચઢે છે."

અને શ્વાસ ચઢતો હોય તેમ દેખાવ કરીને ઉભો રહ્યો. સાહેબ તો મર્મના જાણ હતા તે મીઠું સ્મિત વેરતા બોલ્યા કે "આ સુવાસ આત્મામાં સ્થાપી વાસ કરે તો આત્મા ખરેખર ચઢી જાય."

મેં કહ્યું : "એટલે ચઢાવવા માટે આ સિદ્ધક્ષેત્ર છે ને!"

"એમ શ્વાસે શ્વાસે સુવાસનો વાસ થાય તો સિદ્ધોનાં તેડાં આવે." જાણે એમણે નેત્રના ઇશારે જવાબ આપ્યો.

આ ભાવને વાગોળતો હું આગળ ચાલ્યો. ક્ષણભરમાં દાદાના દરબારમાં આવ્યો...અને ત્યાંની અભ્યંતર સુવાસમાં આત્મા પુલકિત બન્યો..નિમગ્ન બન્યો...

## અમારો જ્ઞાનયજ્ઞ

પ્રભાતકાળ અને મધ્યાન્હકાળનો સંધિનો સમય હતો. દશેક વાગે ગિરિરાજ પર ચડી રહ્યો હતો. મનમાં સ્વાધ્યાય ગણતો આગળ ધપતો હતો.

માર્ગમાં એક જૈનેતર ભાઈ ત્રણેક મિત્રો સહિત ધીરે ધીરે ચડતા હતા. મને જોઈ...પરિચય સૂચક નેત્રે બોલ્યા..

"એક ઘડી આધી ઘડી, આધી મેં સે આધ,
તુલસી સંગત સાધુકી, કટે કોટિ અપરાધ..."

મેં પણ એમને યોગ્ય જાણી જ્ઞાનવાર્તાનો સહારો આપ્યો. મેં પૂછ્યું...તમારું નામ?..તે કહે "દેવદાસ" મેં કહ્યું... "દેવના દાસ થવું એ જ આ જીવનનું કર્તવ્ય છે"...એ ભાઈ હસ્યા ...અને અમારો જ્ઞાનયજ્ઞ શરૂ થયો. માર્ગમાં એમણે મીરાંબાઈ, જ્ઞાનેશ્વર વગેરેનાં ભજન ગાયાં. મેં પણ વચમાં વચમાં જ્ઞાનમય કથાઓ કહી. બીજા પણ યાત્રીઓ આ સંઘમાં જોડાયા...અને એ દેવદાસ કહે : "સ્વામીજી! ખરેખર અહીંનું વાતાવરણ એટલું બધું પવિત્ર છે કે સાત્વિક ભાવનાથી હૃદય સંભર બની જાય છે."

મેં કહ્યું : "આ ભૂમિ સામાન્ય નથી. અહીં કરોડો ભવ્ય

આત્માઓ સિદ્ધ બન્યા છે. મુક્ત બન્યા છે. અહીં ભગવાન ઋષભદેવે ઉપદેશધારાની વર્ષા કરી છે. અનેક જીવોએ આત્મકલ્યાણ સાધ્યાં છે. એમાં આ પુણ્યભૂમિ જ કારણ છે. બાદ ભૂમિની મહત્તા પર શ્રવણનું દષ્ટાંત આપ્યું.

પછી અઈમુત્તાનાં પગલાં આવ્યાં. ત્યાં અઈમુત્તામુનિનું દષ્ટાંત કહ્યું. એ કહે: "સ્વામીજી! મને પણ સાધુ બનાવો." અને બાજુના યાત્રીઓ હસી પડયા......

મેં કહ્યું–"સાધુ થવા માટે પ્રથમ મનને નિર્મળ કરવું જોઈએ અને મનમંદિર જો સ્વચ્છ હોય તો જ એમાં ભગવાનનો વાસ થાય ...એ ઉપર એક ગીત મેં ગાયું...

(રાગ–હે જ્ઞાનસતા...દયાસાગર જ્ઞાન હમકો દીજીયે)

હે દેવ મેરે ચિત્તમેં શુભ ભાવના ભર દીજીયે...
હે દયાસાગર દયાકર ઐસા મુજે વર દીજીયે.

શુદ્ધ હું મેં બુદ્ધ હું નિર્વિકારી નિત્ય હું,
પાપ બંધન સે પ્રભો મુજકો અલગ કર દીજીયે...હે. ૧

ધર્મદ્વારા કર્મકી જંજીરકો મેં તોડદું.
મોહ રિપુકો જીતલું ઐસા મુજે વર દીજીયે...હે. ૨

કર્તવ્યકે મેદાનમેં મર મરકે જીના શીખલું.
હો અહિંસાકા પનુષ અરુ શાંતિકા શર દીજીયે..હે. ૩

વાસના આને ન પાવે આત્મ મંદિરમેં કભી,
રામ તુજમેં ચિત્ત રમાઉં–મોક્ષકા ફલ દીજીયે...હે. ૪

ગીત પૂર્ણ થયું અને હનુમાનધારે અમે આવી ઉભા. થોડીવાર વિસામો લેવા બેઠા: એવામાં એમનાં સહયાત્રી યોગીનીબેન વગેરે આવી પહોંચ્યા. દેવદાસે યોગીનીને કહ્યું: "આ સ્વામીજી સાથે

જ્ઞાનયજ્ઞ કરતાં અમે ઉપર ચડયા તેની પણ ખબર ન પડી. સ્વામીજી ઘણાં જ્ઞાની છે." યોગીનીબેન કહેઃ "સ્વામીજી! અમને પણ કંઈક જ્ઞાનવાર્તા કહો." દેવદાસ કહે: "સ્વામી! એમને સાધ્વી બનાવો. મેં યોગીનીના ગળામાં રહેલી રુદ્રાક્ષની માળા જોઈ કહ્યું: "એ સાધ્વી જેવા જ લાગે છે." અને સૌ હસી પડયા. પછી મેં દેવદાસના આગ્રહે આ ગિરિરાજનો ટુંકમાં મહિમા કહ્યો અને હું દાદાના દરબારે દર્શન કરવા ઉપડયો...માર્ગમાં વિચારતો હતો ખરેખર! આ ગિરિરાજના પ્રભાવે જૈનેતરને પણ અહીં જ્ઞાનવાર્તાના ભાવ થાય છે......

**મણીની ભેટ:**—આધુનિક કાળમાં પણ ગિરિરાજનો મહિમા કેવો છે તેનું આ દૃષ્ટાંત છે. આચાર્ય તુલસીજી (તેરાપંથી) આ તીર્થનાં દર્શને આવ્યા. નીચે ઉતરી આ ગિરિરાજનાં ઉચ્ચ વાતાવરણની પ્રશંસા કરી. એટલું જ નહિ, પણ. એમના એક ભક્તજને તો દાદાના ચરણમાં મૂલ્યવાન એક મણીની ભેટ ધરી...જે મણી આજે પણ આ. ક. પેઢીમાં વિદ્યમાન છે....અને ગિરિરાજનો જાણે મહિમા ગાય છે.

**(૪) ત્રણયાત્રા:**—શ્રદ્ધાસંપન્ન આત્માને આ ગિરિરાજ ચઢતા થાક લાગતો નથી.

શ્રી ગોપાલદાસભાઈ (મારા સંસારી પિતાશ્રી)ની લગભગ ૬૦ ઉપરની ઉંમર હતી. દમનો વ્યાધિ, શ્વાસ ડગલે ત્રણ વાર બેસવું પડે. તે અમારી પ્રેરણાથી ગિરિરાજના દર્શને આવ્યા. ડોળી વિના યાત્રા કરવાની હઠ લીધી...અને ખરેખર ધીમે ધીમે...પણ મક્કમ ડગલે...શ્રદ્ધાના બળે...સપ્તાહમાં—એક નહિ, ત્રણ યાત્રા કરી...નીચે આવીને આચાર્ય મ.શ્રીને કહેઃ "ગુરૂદેવ! ત્રણ યાત્રા કરી આવ્યો. જરાય થાકયો નથી. જાણે આપ જેવાના પુણ્ય પસાયે કોઈએ

મને તળાટીથી ગિરિરાજ પર મૂકી દીધો હોય એમ સહજ ઉપર ચડી ગયો.”

આચાર્યશ્રીએ અનુમોદન કરતા કહ્યું : “શ્રાવકજી! તમે તો ત્રણ નહિ-ખરેખર નવાણું કરી હોય તેવું કાર્ય કર્યું છે.” એમની ત્રણે યાત્રા સાર્થક બની. ખરેખર દાદાના પ્રભાવે એ આત્મા આ જીવનને પણ સાર્થક કરી ગયા.

## ઇંદ્રહસ્તિ શત્રુંજય

કવિ શ્રી બોટાદકરે શત્રુંજયને 'ઇદ્રહસ્તિ'ની ઉપમા આપી એક સુંદર કલ્પના કરી છે. એની ૭ કડી ખાસ દર્શનીય છે. તે કડીઓ———માં——પ્રથમ કડીમાં શ્રી શત્રુંજય પર છવાયેલા તુષાર (આછા ધુમ્મસયુક્ત વાદળ)નું વર્ણન કર્યું છે. આછેરા અભ્ર જેવો તુષાર...બીજી કડીમાં કવિ શત્રુંજયનાં દર્શન કરે છે. જ્યારે તેના દેખાવનું વર્ણન કરે છે ત્યારે કહે છે કે જાણે આ ભૂમિ, દેવો અને માનવોના મિલન કાજે સંકેતભૂમિ ન હોય! અથવા વૈમાનિકોના વિભૂતિભવન સદશ આ છે. ત્રીજી કડીમાં શત્રુંજય જાણે ઇંદ્રનો ઐરાવત હાથી છે. ચોથી કડીમાં ઐરાવત પાછો સ્વર્ગમાં ગયો નહિ તેથી ઇંદ્રે અહીં દેવાલયોનું મોટું નગર જાણે વસાવ્યું. પાંચમી કડીમાં ઐરાવતના શણગારનું સુંદર વર્ણન છે. છઠ્ઠી કડીમાં કાવ્યની પૂર્ણતા કરતાં ઇંદ્ર પ્રભુને અહીં પ્રતિમા રૂપે રહેવાની પ્રાર્થના કરે છે અને ભગવાન લોકોના ઉદ્ધાર કાજે પ્રાર્થના સ્વીકારે છે. તે કાવ્ય પંક્તિઓ આ રહી...

સિંચાયેલા ઉરથી જંગલિંજરતો સ્નેહભીના કવિશો,
ભાનુના આગમાર્થે વનગિરિ નગરો છાંટવા ચિત્ર ન્હાતો;
મુક્તાના સ્વસ્તિકોથી તૃણ કુસુમતરુ પત્રને પૂજનાર,
આછેરા અભ્ર જેવો દશદિશ પ્રસતો એટલો આ તુષાર. ૧

તે મધ્યે આદિ માદ્રિ વિરહ વિપદના શોકથી સ્તબ્ધ જેવો,
ઉંચી દૃષ્ટિ કરીને જનકપથ ભણી ધ્યાનથી જોઈ રહેતો;
દેવોને માનવોના મધુમિલન તણા સ્થાન સંકેત જેવો,
દેવી વૈમાનિકોના વિરતિભવન શો સિદ્ધ શૈલેશ ઊભો. ૨

દેખીને શસ્યસ્વાદુ સલિલ બહુલતા વૃક્ષની વાડીઓને,
ઉતાર્યો સ્વર્ગમાંથી નિજ ગજપતિને વાસવે વ્યોમ વાટે;
તે તો સંતૃપ્તિ એવી અચલ બની રહ્યો નંદના નંદ છોડી,
હારીને ઇંદ્ર પાછો અમરપુર વિષે હા ગયો આશ મૂકી. ૩

તોયે વિસારતાંયે ક્ષણ નવ વિસરે આંગણે ઉછરેલો,
પાળેલો પૂર્ણ પ્રેમે પ્રતિ સમર પથે વાહ રૂપે વસેલો;
તેથી પૃષ્ઠે પનોતું નગર નીરખીને દિવ્ય દેવાલયોનું,
દેવોનાં વૃંદ સંગે સુર–શચિપતિએ શું અહીં સ્થાન કીધું. ૪

ઓઢેલી ઝૂલ્ય લીલી પદસરણી તણી મધ્ય રાજે કિનારી,
તે ચારૂ ચોતરાઓ પથિક વિરતિના શ્વેત ગુચ્છા સુહાગી;
ગેલંતો મસ્ત વાયુશ્રમ સહજ હરી સ્પર્શથી ચૈત્ય આપે,
ને ઇંદ્રોદ્યાન કેરી કુસુમ સુરભિથી દોષ દૂર હઠાવે. ૫

સોહંતો શૈલપૃષ્ટે પુનિત ગજપતિ સૂંઢ મંદાકિની શી,
અંબાડી ધર્મ કેરી પતિત જનતણાં પાપ વિનાશિની શી;
સંકલ્પે ઇન્દ્ર એવું પુનિત ગજપરે કોણ આવી વિરાજે,
સુણીને પ્રાર્થના એ જિનપતિ ઉતર્યા લોકઉદ્ધાર કાજે. ૬

## કુમારપાળની સંઘયાત્રા

પરમાર્હત રાજા કુમારપાળે શત્રુંજયનો વિશાલ સંઘ કાઢેલ હતો. તેમણે શત્રુંજય પર 'કુમાર વિહાર' બંધાવેલ. જે હાલ વિદ્યમાન છે. તારંગાજી ઉપર "અજીત વિહાર" બંધાવેલ. તેમ જ

શત્રુંજયનો તે સંઘ ગિરનાર વગેરેની યાત્રા કરી આવ્યો. શત્રુંજય પર જગડુશા શ્રેષ્ઠિએ પાંચ રત્ન આપી તીર્થમાળા પહેરેલ. કુમારપાળે ૧૪૪૪ કુલ નવા મંદિરો બંધાવ્યા અને ૧૬૦૦૦ મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

# શત્રુંજય માહિતી વિભાગ (સંચય)

[ કોઈ પ્રાચીન કે અર્વાચીન મંદિરમાં પ્રવેશ કરતાં યાત્રિકને તેના મહિમા આદિની માટે જીજ્ઞાસા થાય છે. આજનો અભ્યાસી વર્ગ આ મહિમા જાણે તો તેને તેની પ્રતિ ગૌરવ-પૂજ્યભાવ પ્રગટે એ દૃષ્ટિએ કેટલીક શાસ્ત્રીય માહિતી નીચે આપી છે. ]

"શત્રુંજય મહાત્મ્ય"ના આધારે.

## ગિરિરાજના કુલ ૧૦૮ નામો

શ્રી સુધર્મા ગણધરે રચેલ "મહાકલ્પ"માં શત્રુંજયના ૧૦૮ નામો છે. તેમાંથી ઉપલબ્ધ નવાણું (૯૯) નામો નીચે પ્રમાણે છે.

(૧) શ્રી શત્રુંજયગિરિ, (૨) બાહુબલી, (૩) મરુદેવી, (૪) પુંડરીકગિરિ, (૫) રૈવતગિરિ, (૬) વિમલાચલ, (૭) સિદ્ધરાજ, (૮) ભગીરથ, (૯) સિદ્ધક્ષેત્ર, (૧૦) સહસ્રકમલ, (૧૧) મુક્તિનિલય, (૧૨) શ્રી સિદ્ધાચલ, (૧૩) શતકૂટ, (૧૪) ઢંકગિરિ, (૧૫) કદંબગિરિ, (૧૬) કોડીનિવાસ, (૧૭) લોહિતગિરિ, (૧૮) તાલધ્વજગિરિ, (૧૯) પુણ્યરાશિ, (૨૦) મહાબલગિરિ, (૨૧) દૃઢશક્તિ, (૨૨) શતપત્ર, (૨૩) વિજયાનંદ, (૨૪) ભદ્રંકર, (૨૫) મહાપીઠ, (૨૬) સુરગિરિ, (૨૭) મહાગિરિ, (૨૮) મહાનંદ (૨૯) કર્મસૂદન, (૩૦) કૈલાસ, (૩૧) પુષ્પદંત, (૩૨) જયંત, (૩૩) આનંદ, (૩૪) શ્રીપદ, (૩૫) હસ્તગિરિ, (૩૬) શાશ્વતગિરિ,

(૩૭) ભવ્યગિરિ, (૩૮) સિદ્ધશેખર, (૩૯) મહાજસ, (૪૦) માલ્યવંત (૪૧) પૃથ્વીપીઠ, (૪૨) દુઃખહર, (૪૩) મુક્તિરાજ, (૪૪) મણિકંત, (૪૫) મેરુમહીધર, (૪૬) કંચનગિરિ, (૪૭) આનંદઘર, (૪૮) પુણ્યકંદ, (૪૯) જયાનંદ, (૫૦) પાતાલમૂલ, (૫૧) વિભાસ, (૫૨) વિશાલ, (૫૩) જગતારણ, (૫૪) અકલંક, (૫૫) અકર્મક, (૫૬) **મહાતીરથ**, (૫૭) હેમગિરિ, (૫૮) અનંતશક્તિ, (૫૯) પુરુષોત્તમ, (૬૦) **પર્વતરાજ**, (૬૧) જ્યોતિ સ્વરૂપ, (૬૨) વિલાસભદ્ર, (૬૩) સુભદ્ર, (૬૪) અજરામર, (૬૫) ક્ષેમંકર, (૬૬) અમરકેતુ, (૬૭) ગુણકંદ, (૬૮) **સહસ્રપત્ર**, (૬૯) ક્ષેમંકર, (૭૦) કર્મક્ષય, (૭૧) રાજરાજેશ્વર, (૭૨) ભવતારણ, (૭૩) તમોકંદ, (૭૪) ગજચંદ્ર, (૭૫) મહોદય, (૭૬) **સુરગિરિ**, (૭૭) કાંતગિરિ, (૭૮) અભિનંદ, (૭૯) સુમતિ, (૮૦) શ્રેષ્ઠગિરિ, (૮૧) અભયકંદ, (૮૨) ઉજ્વલગિરિ (૮૩) મહાપદ્મ (૮૪) વિશ્વાનંદ (૮૫) વિજયભદ્ર (૮૬) ઇંદ્રપ્રકાશ (૮૭) **કપર્દીવાસ** (૮૮) કેવલદાયક (૮૯) મુક્તિનિકેતન (૯૦) ચર્મગિરિ (૯૧) અષ્ટોત્તરગિરિ (૯૨) સૌંદર્યગિરિ (૯૩) યશોધર (૯૪) પ્રીતિમંડળ (૯૫) **સર્વકામદ** (૯૬) સહજાનંદ (૯૭) મહેન્દ્ર ધ્વજ (૯૮) સર્વાર્થ સિદ્ધગિરિ અને (૯૯) પ્રિયંકરગિરિ.

આ નવાણું નામ વીરવિજયજીકૃત નવાણું પ્ર. પૂજાના આધારે છે.

ઉપરોક્ત નામોમાં જે મોટા અક્ષરો ( બ્લેક ટાઇપો )વાળા નામ છે તે જ નામનાં ૨૧ શિખરો પણ છે.

## ગિરિરાજની ૧૪ નદીઓનાં નામ

(૧) શત્રુંજયા (૨) ઐંદ્રી (૩) નાગેન્દ્રી (૪) કપિલા (૫) યમલા (૬) તાલધ્વજી (૭) યક્ષાંગા (૮) બ્રાહ્મી (૯) સાભ્રમતી (૧૦) શગલા (૧૧) વરતોયા (૧૨) જયંતિકા (૧૩) ભદ્રા ( હાલ શત્રુંજયા તાલધ્વજી પાસે વહે છે. સાભ્રમતી દૂર છે. બાકીની ઉપલબ્ધ નથી.)

## ગિરિરાજનું પ્રમાણ

"એંશી યોજન પ્રથમાર કે, સિત્તેર સાઠ પચાસ;
બાર યોજન સાત હાથનો, છઠ્ઠે પહોળો પયાસ.
રે મન મોહન મેરે."

—નવાણું પ્ર. પૂજા.

આ ગિરિરાજનો પેલા આરામાં (૮૦) એંશી યોજનનો વિસ્તાર, બીજા આરામાં સિત્તેર યોજનનો વિસ્તાર, ત્રીજા આરામાં સાઠ યોજન, ચોથા આરામાં પચાસ યોજન, પાંચમા આરામાં બાર યોજન અને છઠ્ઠા આરામાં સાત હાથ પ્રમાણ કહ્યું છે. અવસર્પિણી કાળમાં પ્રમાણ ઘટશે; ઉત્સર્પિણી કાળમાં પ્રમાણ વધશે; પણ મહિમા સદાય સમાન વિશિષ્ટ રહેશે.

## ગિરિરાજપર આવેલ કુંડોનાં નામ

(૧) ઇંદ્રકુંડ (સૌધર્મેન્દ્રની આજ્ઞાથી કુબેરે રચેલ કુંડ) (૨) ભરતકુંડ (ભરતચક્રીનો બનાવેલ) (૩) કપર્દી સરોવર (૪) સુરજ કુંડ (૫) ચંદ્રકુંડ (હાલ સુરજકુંડ ઉપલબ્ધ છે. બાકીના ઉપલબ્ધ નથી.) એ સિવાયના નૂતનકુંડ છે જેનાં નામ—કુમારકુંડ (કુમારપાળ રાજાએ કરાવેલ), તેમજ બીજા શ્રેષ્ઠિઓએ કરાવેલ કુંડોના નામ (૧) ઇચ્છાકુંડ (૨) સાલાકુંડ (૩) વસ્તમકુંડ (૪) હીરાકુંડ વગેરે અસ્તિત્વમાં છે.

## દુર્લભ વસ્તુઓ

આ જગતમાં પાંચ પ્રકાર દુર્લભ છે (૧) સદ્દરૂપ (૨) સાધુપણામાં જન્મ (૩) સિદ્ધક્ષેત્ર (૪) સમાધિમરણ અને (૫) (ચતુર્વિધ) સંઘ. પાંચ પ્રકાર દુર્લભ છે, (૧) પુંડરીકગિરિ (૨) પાત્ર (૩) પ્રથમ પ્રભુ (૪) [પંચ] પરમેષ્ઠી અને (૫) પર્યુષણા પર્વ. આ રીતે પાંચ

પ્રકાર દુર્લભ છે (૧) શત્રુંજય (૨) શિવપુર (૩) શત્રુંજયા નદી (૪) શાંતિનાથ અને (૫) શમવંતને દાન.

## " શત્રુંજય મહાત્મ્ય "

જે સ્થળે તીર્થંકરો એકવાર પણ વિચરે તે તીર્થ ગણાય. જ્યાં કલ્યાણક પ્રભુનાં થાય તે તીર્થભૂમિ કહેવાય. જે આત્માને તારે તે તીર્થ કહેવાય. તેથી શત્રુંજયતીર્થ એ તીર્થભૂમિ છે.—એ શત્રુંજયનો મહિમા બતાવનાર ગ્રંથ તે " શત્રુંજય મહાત્મ્ય. "

પૂર્વે આદિનાથ પ્રભુના આદેશથી પુંડરીક ગણધરે ઐશ્વર્ય યુક્ત સુરપૂંજિત " શત્રુંજય મહાત્મ્ય " **સવાલાખ શ્લોક પ્રમાણ** રચ્યું. તે પછી વીરપ્રભુના આદેશથી સુધર્માસ્વામીએ **ચોવીશહજાર** પ્રમાણ તેનો સંક્ષેપ કર્યો. તે બાદ પૂર્વાચાર્ય શ્રી ધનેશ્વરસૂરીશ્વરે **નવાહજાર** શ્લોક પ્રમાણ એ ગ્રંથ રચ્યો, જે ગીર્વાણભાષામાં આજે ઉપલબ્ધ છે આ ગ્રંથ રાજાશિલાદિત્યના આગ્રહથી વલભીપુરમાં રચેલ છે જીજ્ઞાસુને એકવાર આ ગ્રંથ અભ્યાસ કરવા યોગ્ય છે.

## રાયણવૃક્ષની મહત્તા

શ્રી ઋષભદેવની પાદુકા વડે આ શાશ્વત રાયણવૃક્ષ શોભે છે. ત્યાં પવિત્ર રાયણની નીચે શ્રી ઋષભપ્રભુ પૂર્વનવાણું પર્યંત સમોસર્યા હતા. તેથી તે વૃક્ષ તીર્થની જેમ વંદનીય છે. તેના દરેક પત્ર, ફળાદિક કાંઇપણ પ્રમાદથી તોડવા નહિ. જ્યારે કોઇ સંઘપતિ ભક્તિ ભરપૂર ચિત્તે પ્રદક્ષિણા કરે ત્યારે તે વૃક્ષ દૂધની ધારા વર્ષાવે તો તેનો ઉત્તરકાળ બન્ને લોકમાં સુખકારી થાય છે. સોનું રૂપું, મુક્તાફળથી વંદનાપૂર્વક જો તેની પૂજા કરવામાં આવે તો તે સ્વપ્નમાં આવી સર્વ શુભાશુભ કહી આપે છે. શાકિની, ભૂત, વૈતાલ, રાક્ષસાદિક, જેને વળગ્યા હોય તે આવી રાયણનું પૂજન કરે તો તે દોષથી મુક્ત થાય છે. રોગશોક દૂર થાય છે. સ્વતઃ નીચે પડેલા

પત્ર લઈ સાચવી રાખવા. તે આ ભવમાં ઐશ્વર્ય અને અનુક્રમે સિદ્ધગતિ આપે છે.

આ રાયણવૃક્ષની પશ્ચિમ તરફ એક દુર્લભ રસકૂપિકા છે. એના રસ માત્રથી લોખંડ મટીને સુવર્ણ થાય છે. જેણે અઠ્ઠમનો તપ કર્યો હોય અને દેવપૂજા, નમસ્કાર આદિ કરનાર વિરલપુરુષ જ એ રાયણના પ્રાસાદથી એ રસકૂપિકાનો રસ મેળવી શકે છે.

એ વૃક્ષની નીચે સુરાસુરેન્દ્રોએ સેવેલ શ્રી યુગાદીશ પ્રભુની પાદુકા છે જે મહાસિધ્ધિને આપનારી છે. આ રાયણવૃક્ષના નીચેના પગલાંની દેરી નીચે ડાબી બાજુ મોર, કુકડો, વાઘ સિંહનાં ચિત્ર છે. તેનાં દૃષ્ટાંત આ પ્રમાણે છે–

**મયૂરદેવ** :–ભગવાન અજિતનાથ શત્રુંજય પર ધર્મદેશના આપતા હતા તે યોજનગામિની દેશનામાં હિંસાનો નિષેધ એ વિષે એક મયૂરે સાંભળ્યો; અને હિંસાનાં કટુ વિપાક સાંભળી તેણે હિંસા છોડી તે પ્રભુ પાસે આવ્યો. પ્રભુએ તેનો આશય જાણી તેને અણસણ કરાવ્યું. તે વૃધ્ધ મયૂર શુભધ્યાને મૃત્યુ પામી દેવલોકમાં ગયો. મયૂર દેવે પોતાની સ્મૃતિ અર્થે રાયણવૃક્ષ નીચે મયૂરની મૂર્તિ કોતરાવી. તે મયૂર દેવ એકાવતારી થઈ મોક્ષે જશે.

**સર્પ અને મોર**–આ બન્નેનું પરસ્પર વૈર છતાં એ સિદ્ધગિરિના પવિત્ર વાતાવરણથી તેઓ જન્મજાત વેર પણ વિસરી ગયા. કહ્યું છે કે-

"પરમેષ્ઠી સુખપદ તે પણ પામે, જે કૃત કર્મ કઠોર;
પુંડરીકગિરિ પર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર;
સુગુરુ સંમુખ વિધિએ સમરતાં, સફળ જન્મ સંસાર;
સો ભવિયાં ભત્તે ચોકખે ચિત્તે, નિત જપીએ નવકાર."

—નવકાર છંદ, ગાથા : ૧૫.

પૂર્વભવનાં વૈરવાળા જીવો એક સર્પ થયો, બીજો મોર થયો. યોગાનુયોગ સિદ્ધગિરિપર બન્ને ભેગા થઈ ગયા. પૂર્વભવનાં વૈર યાદ આવ્યાં. બીજાણુ યુદ્ધ કરવા લાગ્યા. તે સમયે મહાજ્ઞાની લબ્ધિધારી એક મુનિ ત્યાં આવ્યાં. તેમને બન્નેને તેમની ભાષામાં અહિંસાનો ઉપદેશ આપ્યો. બન્નેને પૂર્વભવ કહ્યો. પોતાના વેરનો વિપાક જોઈ શાંત થયા. ગિરિરાજનું શરણ સ્વિકાર્યું. અણસણ કર્યું. ગુરૂમહારાજે બન્નેને ધર્મ સંભળાવી અણસણ કરાવ્યું. પરસ્પર ખમાવતા, મૈત્રી ભાવનાને ધારણ કરતાં તેઓ (એકાવતારી) દેવલોકમાં ગયા. તે જીવો રાયણવૃક્ષ તળે બોધ પામ્યા તેથી તેમની અહીં મૂર્તિ છે. એ રીતે જન્મજાત વૈરવાળા વાઘ અને સિંહ પણ અહીં પ્રતિબોધ પામ્યા હોવાથી તેમની પણ મૂર્તિ છે.

## સહસ્રકુટ મંદિરનાં ૧૦૨૪ પ્રતિમાજીની ગણતરી

મૂલનાયક આદિનાથ પ્રભુના મંદિરની બાજુમાં સહસ્રકુટ મંદિર છે. તેમાં ૧૦૨૪ પ્રતિમાની ગણતરી આ રીતે થાય છે–

વર્તમાન ચોવિશીના તીર્થંકર ૨૪ અને પાંચ ભરત અને પાંચ ઐરવત એ દશ ભેદે ગુણતાં (૨૪×૧૦) ૨૪૦. તેને અતીત, અનાગત અને વર્તમાન એ ત્રણ ભેદે ગુણતા (૨૪૦×૩) ૭૨૦. તેમાં મહાવિદેહના ૧૬૦ મેળવતા (૭૨૦+૧૬૦) ૮૮૦ તીર્થંકર થયા તેમાં જઘન્યકાળના ૨૦ મેળવતા ૯૦૦ થયા. દરેક ચોવિશીમાં કલ્યાણક એક જ દિવસે હોવાથી ૧૨૦ કલ્યાણકના ૧૨૦ મેળવતા ૧૦૨૦ થયા. તેમાં ચાર શાશ્વતા–ઋષભ, ચંદ્રાનન, વર્ધમાન અને વારિષેણ એમ ચાર મેળવતાં કુલ ૧૦૨૪ તીર્થંકરો થયા.

## ગણધર મંદિરમાં ૧૪૫૨ ગણધરની ગણતરી

દાદાના મંદિરથી આગળ ગણધર મંદિર છે. તેમાં ૨૪ તીર્થં-

કરોના ૧૪૫૨ ગણધરની સ્થાપના છે તે કેવી રીતે ?

પ્રથમ તીર્થંકરનો નંબર લખ્યો છે. પછી ગણધરની સંખ્યા છે.

(૧) ૮૪ ગણધર (૨) ૯૫ (૩) ૧૦૨ (૪) ૧૧૬ (૫) ૧૦૦ (૬) ૧૦૭ (૭) ૯૫ (૮) ૯૩ (૯) ૮૮ (૧૦) ૮૧ (૧૧) ૭૬ (૧૨) ૬૬ (૧૩) ૫૭ (૧૪) ૫૦ (૧૫) ૪૩ (૧૬) ૩૬ (૧૭) ૩૫ (૧૮) ૩૩ (૧૯) ૨૮ (૨૦) ૧૮ (૨૧) ૧૭ (૨૨) ૧૧ (૨૩) ૧૦ અને (૨૪)મા તીર્થંકરના ૧૧ ગણધર છે. એમ કુલ ૨૪ તીર્થંકરનાં ૧૪૫૨ ગણધરો છે.

## ૯૯ પૂર્વની સમજ

રાયણવૃક્ષ તળે આદિદેવ ફાગણ સુદ ૮ ના રોજ નવાણું પૂર્વ વાર પધાર્યા. જ્યારે પધાર્યા ત્યારે ફાગણ સુદ ૮ હતી. તે નવાણું પૂર્વ કેવી રીતે ?

૧ પૂર્વ એટલે – ૮૪ લાખ વર્ષને ૮૪ લાખ વર્ષે ગુણતાં ૭૦૫૬૦૦૦૦૦૦૦૦૦ વર્ષ આવે. એટલે કે સિત્તેર લાખ ક્રોડ, છપ્પનહજારક્રોડ વર્ષ થાય. આ એક પૂર્વનું પ્રમાણ એવા ૯૯ પૂર્વ કરવા માટે તેને ૯૯ થી ગુણતાં (૬૯,૮૫,૪૪,૦૦૦૦૦૦૦૦૦૦) વર્ષ આવે. એટલે કે અગણોસિત્તેર ક્રોડાક્રોડી, પંચાશીલાખ ક્રોડ અને ચુમાલીશ હજાર ક્રોડ વર્ષ પૂરા થાય ત્યારે નવાણું પૂર્વ થાય.

એ સમયે આયુષ્ય કેટલાં દીર્ઘ હશે તે સમજાય છે. આટલી બધી વાર ભગવાને રાયણ તળે ધર્મવર્ષા કરી.

## વીશ ક્રોડ આ ગિરિ પર સિદ્ધ થયા

આ પવિત્ર ગિરિરાજ પર દ્રાવિડ અને વારિખિલ્લ મુનિ ૧૦ ક્રોડ મુનિ સાથે મુક્તિ પામ્યા અને પાંડવો ૨૦ ક્રોડ મુનિ સાથે મુક્તિ પામ્યા.

કોઈ શંકા કરે કે આવડા ગિરિ પર એક સાથે ૨૦ ક્રોડ મુનિ સમાય શી રીતે? તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

ચોથા આરામાં ગિરિરાજનું પ્રમાણ ૫૦ યોજન લંબાઈ, ૫૦ યોજન પહોળાઈ પ્રમાણ હતું. ૧ યોજનના ૪ ગાઉ થાય. એક ગાઉના ૨૦૦૦ ધનુષ્ય થાય. દરેક મનુષ્ય પ્રાયઃ એક ધનુષ્ય (૪ હાથ) હોય. તેથી ૧ ગાઉમાં સંથારો કરે તો ૨૦૦૦ મનુષ્ય તેમાં સમાય. જ્યારે ૧ યોજનમાં એ રીતે ૨૦૦૦×૪=૮૦૦૦ મનુષ્ય સમાય. એ રીતે ૫૦ યોજનમાં ૮૦૦૦×૫૦=૪,૦૦૦૦૦ મનુષ્ય સમાય એટલે ચાર લાખ સમાય.

હવે પહોળાઈમાં મનુષ્ય લંબાઈ કરતાં ચોથા ભાગે એટલે કે ૧ હાથ પ્રાયઃ હોય. જેમ લંબાઈમાં ચાર લાખ સમાય તો પહોળાઇમાં ૫૦ યોજન પહોળાઈમાં ૪૦×૪=૧૬ લાખ સમાય.

હવે ૧૬ લાખને ૪ લાખે ગુણતાં (૧૬૦૦૦૦૦×૪૦૦૦૦૦= ૬૪૦૦૦૦૦૦૦૦૦૦) ચોસઠ હજાર કરોડ થાય.

જો આ રીતે ૬૪ હજાર કરોડ સમાઈ શકે તો, આ તો માત્ર વીસ કરોડ જ હતા. તો સહેલાઇથી સમાઈ શકે એ વાત યુક્તિ સંગત સાબીત થાય છે.



## ભીમો સાથરિયો

પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહે, સૌરાષ્ટ્રના દંડનાયક તરીકે શ્રી સજ્જનમંત્રીની નિમણુંક કરી. સજ્જનમંત્રી એકદા ગિરનાર ગયા. ત્યાં મંદિરો જીર્ણ જોઈ તેના જીર્ણોદ્ધારનો સંકલ્પ કર્યો. બાદ શત્રુંજયની યાત્રાએ ગયા અને ગિરનારનાં મંદિરો માટે કારીગરોને બોલાવી જીર્ણોદ્ધારનો આદેશ આપ્યો. ત્રણ વર્ષમાં કાર્ય પૂર્ણ થયું. સૌરાષ્ટ્રની ત્રણવર્ષની આવક એમાં ખર્ચાણી. એ સમયે કોઈ વિઘ્નસંતોષીએ સિદ્ધરાજને ભંભેર્યા કે સજ્જનમંત્રી સૌરાષ્ટ્રની આવક મોકલતા નથી. સ્વતંત્ર થઈ ગયા છે. તે સમયે સિદ્ધરાજ સૌરાષ્ટ્ર આવવા ન્ય લઈ ઉપડયો. એ સમાચાર મળતાં સજ્જનમંત્રી જીર્ણ દુર્ગ પહોંચ્યા. અને તે નગરના શ્રાવકો પાસે ટીપ શરૂ કરી; તે સમયે 'ભીમા સાથરિયા' નામે સાદા વસ્ત્રમાં સજ્જ ગરીબ દેખાતા તેણે પોતાની અઢળક સંપત્તિ સજ્જન મંત્રીના ચરણે ધરી દીધી.

સિદ્ધરાજ સૌરાષ્ટ્રમાં આવ્યો. ગિરનાર પર પોતાના પિતાના નામનો 'કર્ણ વિહાર પ્રાસાદ' નિહાળી ખુશ થયો. ૧૨ ગામ ભેટ આપ્યા અને શત્રુંજયની યાત્રા માટે તે ગયો. સજ્જન મંત્રીએ ઉદાર એવા ભીમાનું બહુમાન કર્યું. એની રકમથી ભીમકુંડ બંધાવ્યો.

# ગિરિરાજનું કાવ્યમય વર્ણન

શ્રી ધનેશ્વરસૂરીશ્વરજી મ. "શત્રુંજય મહાત્મ્ય"માં ગિરિરાજનું ચોથા આરામાં કેવું પ્રમાણ વર્ણન હતું તે ફરમાવતા કહે છે કે—

"આ શત્રુંજય તો સિદ્ધોની નગરી છે. એનાં સોના-રૂપાનાં ૧૦૮ શિખરો છે. સ્વર્ણગિરિ, અર્બુદગિરિ, ઉદયગિરિ, અસ્તગિરિ વગેરે... અહીં વિધવિધ ગુફામાં યોગીજનો અર્હન્ મંત્રનું ધ્યાન કરી રહ્યા છે. અહીં રસકુંપીકાઓ દિવ્ય ઔષધિઓ પરિપૂર્ણ છે. અહીં નિર્ભયપણે વિચરતા મૃગોનાં યુથો, નૃત્ય કરતા મયૂરો, મદોન્મત્ત હાથીઓ, સંચાર કરતી ગાયો સ્થળે સ્થળે જોવા મળે છે. વળી મંદાર, પારિજાત, સંતાનક, હરિચંદન, ચંપક, આસોપાલવ અને રૂલ્લકીના સુંદર વૃક્ષો ડોલી રહ્યાં છે. કેતકીના કુસુમોની આમોદથી ગિરિવર ભરપૂર છે. ઝરણાના ઝંકાર અને પક્ષીઓના રણકાર ગુંજિત થઈ રહ્યા છે. માલતી, પાડલ, કૃષ્ણાગુરુ અને આમ્રવૃક્ષોથી આ પર્વત સફલ છે—સપુષ્પિત છે.

અહીં કિન્નરીઓ કલ્પવૃક્ષની છાયામાં બેસી મધુરસ્વરે ગાન કરે છે અને તેનાં પાપ પખાળે છે. ઝરણાના ઉડતા શીકર—જલકણ જાણે મૌક્તિક બિન્દુની શોભા ધરે છે. એક તરફ સહસ્રફણાથી મંડિત નાગદેવ પોતે પ્રભુ પાસે નૃત્ય કરે છે. બીજી તરફ ખેચરીઓ હાથમાં સુંદર વીણા લઈ પ્રભુનું ગીત ગાઈ રહી છે. જન્મથી વિરોધી પ્રાણીઓ પણ વૈર તજી પરસ્પર ક્રીડા કરે છે. પુણ્યરેખા સદશ શત્રુંજયા નદી સમુદ્ર તરફ વહી રહી છે.

પૂર્વ દિશામાં અપરિચિત શોભાયુક્ત સૂર્યોદ્યાન છે. દક્ષિણ દિશામાં સ્વર્ગોદ્યાન છે. તે નંદનવનની કાંતિથી ચમકે છે. પશ્ચિમ દિશામાં ચંદ્રોદ્યાન મનોહર લાગે છે. ઉત્તરદિશામાં લક્ષ્મીવિલાસ નામે ઉદ્યાનો છે.

સૌધર્મેન્દ્રની આજ્ઞાથી કુબેરે રચેલ છઠ્ઠકુંડ સર્વ પાપનો નાશ કરે છે. બીજી તરફ ચંદ્રિકાના જેવા ઉજ્જ્વળ જળતરંગોથી શોભતું ભરત સરોવરે જાણે ભરતરાજાનો યશોરાશિ હોય તેમ શોભી રહ્યું છે.

આ તરફ મંદ મંદ અનિલથી કંપિત મોજાઓની શ્રેણિવડે શોભતું કપર્દી યક્ષનું કપર્દી સરોવર સર્વને સુખકારી લાગે છે. બીજી તરફ મુક્તિરૂપી સુંદરીને પોતાની શોભા જોવાનું જાણે દર્પણ હોય તેવું "સર્વાતીર્થાવતાર" નામે સરોવર તપસ્વી મુનિઓના રાગને પણ વિકસિત કરનાર વિલસી રહ્યું છે. એક તરફ સ્ફટિક શા નિર્મળ જળવાળાં સૂર્યકુંડ છે, ચંદ્રકુંડ છે; બીજાં કુંડો પણ વિદ્યમાન છે.

સૌરાષ્ટ્રનું વર્ણન :–આ ભરતખંડમાં સૌરાષ્ટ્ર દેશ કેવો છે? ત્યાંના જળાશયોના જળ નિર્દોષ છે. પૃથ્વી રસાઢ્ય છે. પાપને હરનારા તીર્થો છે. પવિત્ર નદીઓ અને પ્રભાવમય દ્રહો છે. પ્રફુલ્લિત અને સુગંધિત કમળવાળાં સરોવરો છે. કુંડોના જળ શીતોષ્ણ છે. પગલે પગલે નિધાનો છે. સફળ વૃક્ષો છે. પવિત્ર મૃત્તિકાઓ છે. જ્યાં પ્રભુના પૂજન કાજે વજ્ર વૈડૂર્ય તથા સૂર્યકાંતાદિરત્ન તથા મોતી અને ઈંદ્રમણિઓ સ્વયંમેવ ઉત્પન્ન થાય છે. જ્યાં રત્નાકર રત્નને વેરે છે. પ્રભુભક્તિમાં જાણે ગર્જના કરતો હોય તેમ તરંગોરૂપી હાથ વડે નૃત્ય કરે છે. "સાગરરાજ મને અહીં તીર્થરક્ષા કરવા લાવ્યા છે" એમ માની સાગર ઉજ્જ્વળ ફીણરૂપ હાસ્ય વેરતો લાગે છે.

## (૧) છ્હરી........તીર્થયાત્રા કેવી રીતે કરવી ?

**છ્હરી પાળતાં તીર્થયાત્રા કરવી:–** છ્હરી એટલે 'રી' જેના અંતે આવે છે તે છ રીતે—

(૧) (બ્રહ્મચર્ય પાળવું તે) બ્રહ્મચારી (૨) એકલ આહારી (એકાસણું કરવું) (૩) પાદચારી (પગે ચાલવું) (૪) ભૂમિ સંથારી (ભૂમિપર સંથારો કરવો) (૫) સચિત્ત પરિહારી (સચિત્ત ત્યાગ) (૬) આવશ્યક દોયકારી (પ્રતિક્રમણ–સામાયિક કરવું). એ સિવાય લીલોતરી ત્યાગ કરવો.

**આ ગિરિ પ્રાયઃ શાશ્વત છે:–**આ ગિરિ પ્રાયઃ શાશ્વત એટલે તેનું પ્રમાણ વધઘટ થાય, સર્વથા નાશ ન પામે. આવતી ચોવિશીના પદ્મનાભ અત્રે વિચરશે. ત્રણકાળમાં અનંતા સિદ્ધિએ જશે.

**પાંચ ચૈત્યવંદન કરવા:–**જ્યારે ગિરિરાજનાં દર્શન થાય ત્યારે ગિરિરાજને સોનારૂપાના ફુલે વધાવવો. ચૈત્યવંદન કરવું. સ્તવના કરવી. ગિરિરાજને ભેટ્યા બાદ પાંચ ચૈત્યવંદન કરવા. (૧) જય તલાટી, (૨) શાન્તિનાથ મંદિર, (૩) રાયણ પગલાં, (૪) મૂલનાયક, (૫) પુંડરીક સ્વામી. ત્યારબાદ ત્રણ પ્રદક્ષિણા. *ચક્રેશ્વરીદેવી, વાઘેશ્વરીદેવી, કવડયક્ષ, ધનેશ્વરસૂરિ. અને અહીં સ્તવના કરવી.

---

* ચક્રેશ્વરીદેવી-કવડયક્ષ વગેરે શાશનદેવી છે. ત્યાં ભાવથી સ્તવના થાય. ખમાસમણનો વિધિ નથી.

## નવાણું યાત્રાની વિધિ

(૧) પાંચ ચૈત્યવંદન કરવા.

(૧) જય તલાટી, (૨) શાંતિનાથ પ્રભુના મંદિરે, (૩) શ્રી પુંડરીક સ્વામીના મંદિરે, (૪) મૂલનાયક શ્રી આદિનાથ પ્રભુના મંદિરે (૫) અને રાયણ પગલાં એ.

(૨) પ્રતિદિન ૨૦ બાંધી નવકારવાળી ગણવી જેથી યાત્રા પૂર્ણ થતાં ૧ લાખ નવકાર પૂર્ણ થાય.

(૩) આવશ્યક ક્રિયા પ્રતિદિન કરવી. બન્ને સમય પ્રતિક્રમણ, બ્રહ્મચર્ય પાલન, સચિત્તત્યાગ, યથાશક્તિ એકાસણું, ભૂમિ સંથારો અને પદયાત્રા.

(૪) ૯૯ યાત્રાઓ આ રીતે ગિરિરાજની કરવી. ઉપરાંત નવ યાત્રા ઘેટીની પાગની કરવી. એમ કુલ ૧૦૮ યાત્રા કરવી.

(૫) યથાશક્તિ રથયાત્રાનો વરઘોડો કાઢવો. નવાણું પ્રકારી પૂજા કરવી, ભણાવવી, આંગી રચાવવી.

(૬) હંમેશા ત્રણ પ્રદક્ષિણા તથા એકવાર દાદાના મંદિરને ફરતી ૧૦૮ પ્રદક્ષિણા ખમાસમણ યુક્ત દેવી.

(૭) નવ સાથીયા, નવ ફળ તથા નૈવેદ્ય મુકવા.

(૮) શ્રી શત્રુંજય આરાધનાર્થં કરેમિ કાઉગ્ગં૦ વંદણ૦ અન્નથ૦ કહી નવ લોગસ્સનો કાઉસગ્ગ સાગર વર ગંભીરા સુધી કરવો.

(૯) એક વાર ૧૦૮ લોગસ્સનો કાઉસગ્ગ કરવો.

(૧૦) હંમેશા યથાશક્તિ અષ્ટપ્રકારી પૂજા ભણાવવી.

(૧૧) યથાશક્તિ ચોવિહારો છઠ્ઠ કરીને સાત યાત્રા કરવી. પુંડરિકજીનું ધ્યાન ધરવું. ઘેટીની પાયગે, રોહીશાળાની પાયગે અને શેત્રુંજી નદીની પાયગેથી એકવાર અવશ્ય યાત્રા કરવી,

તથા બાર ગાઉ, છ ગાઉ ને દોઢ ગાઉની પ્રદક્ષિણા કરવી. આ રીતે બધી મળીને કુલ ૧૦૮ યાત્રા કરવી.

(૧૨) નવ વખત નવટુંકનાં દર્શન કરવાં. દરેક ટુંકનાં મૂલનાયકની પાસે ચૈત્યવંદન કરવું.

(૧૩) દરરોજ નવ ખમાસમણ આ રીતે દુહા બોલીને દેવાં.

દુહા.

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર;
મનુષ્ય જન્મ પામી કરી, વંદુ વાર હજાર. ૧

સોરઠ દેશમાં સંચર્યો, ન ચઢ્યો ગઢ ગિરનાર;
શેત્રુંજી નદી નાહ્યો નહીં, એનો એળે ગયો અવતાર. ૨

શેત્રુંજી નદીમાં નાહીને, મુખ બાંધી મુખકોશ;
દેવ યુગાદિ પૂજીએ, આણી મન સંતોષ. ૩

એકેકું ડગલું ભરે, શેત્રુંજા સમો જેહ;
ઋષભ કહે ભવ ક્રોડનાં, કર્મ ખપાવે તેહ. ૪

શેત્રુંજા સમો તીરથ નહિ, ઋષભ સમો નહિ દેવ;
ગૌતમ સરખા ગુરૂ નહિ, વળી વળી વંદું તેહ. ૫

જગમાં તીરથ દો વડાં, શત્રુંજય ગિરનાર;
એક ગઢ ઋષભ સમોસર્યા, એક ગઢ નેમકુમાર. ૬

સિધ્ધાચલ સિધ્ધિ વર્યા, મુનિવર કોડી અનંત;
આગે અનંતા સિધ્ધશે, પૂજો ભવિક ભગવંત. ૭

શત્રુંજય ગિરિ મંડણો, મરૂદેવાનો નંદ;
યુગલા ધર્મ નિવારણો, નમો યુગાદિ જિણંદ. ૮

તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિ સુખ ભોગ;
વળી વળી એ ગિરિ વંદતાં, શિવરમણી સંયોગ. ૯

# બે અઠ્ઠમ તથા સાત છઠ્ઠની વિધિ

| અનુક્રમ | નામ | નવકારવાળી | કાઉસગ્ગ | ખમાસમણ |
|---|---|---|---|---|
| ૧ | શ્રી સહસ્ર કમલાયનમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૨ | શ્રી ઋષભસર્વજ્ઞાયનમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૩ | શ્રી પુંડરીક ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૪ | શ્રી વિમલ ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૫ | શ્રી શત્રુંજય ગિરિવરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૬ | શ્રી હરિ ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૭ | શ્રી બાહુબલી ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૮ | શ્રી સહસ્રાદિ ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |
| ૯ | શ્રી કોડિ ગણધરાય નમઃ | ૨૦ | ૨૧ | ૨૧ |

આ છઠ્ઠ-અઠ્ઠમ વખતે બે વખત પડિક્કમણું, બે વખત પડિલે હણ, ત્રણ વખત દેવવંદન કરે. ત્રિકાળ પૂજા કરે.

# એકવીશ ખમાસમણના દૂહા

સિદ્ધાચલ સમરૂં સદા, સોરઠ દેશ મોઝાર,
મનુષ્ય જન્મ પામી કરી, વંદું વાર હજાર. ૧

અંગ વસન મન ભૂમિકા, પૂજો પગરણ સાર,
ન્યાય દ્રવ્ય વિધિ શુદ્ધતા, શુધ્ધિ સાત પ્રકાર. ૨

કાર્તિક સુદ પૂનમ દિને, દશ કોડી પરિવાર,
દ્રાવિડ વારિખિલ્લજી, સિધ્ધ થયા નિરધાર. ૩

તીને કારણ કાર્તિકી દિને, સંઘ સકલ પરિવાર,
આદિ જિન સનમુખ રહી, ખમાસમણ બહુ વાર ૪

એકવીશ નામે વર્ણવ્યો, તીહાં પહેલું અભિધાન,
શત્રુંજય શુકરાયથી, જનક વચન બહુ માન. ૫ ૨

અહીં "સિધ્ધાચળ સમરૂં સદા" એ દુહો પ્રત્યેક ખમાસમણ દીઠ કહેવો.

સમોસર્યા સિધ્ધાચળે, પુંડરીક ગણધાર,
લાખસવા મહાતમ કહ્યું, સુરનર સભા મોઝાર. ૬
ચૈત્રી પુનમને દિને, અણસણ કરી એક માસ.
પાંચ કોડી મુનિ સાથશું, મુક્તિ નિલયમાં વાસ ૭
તીણે કારણ પુંડરીકગિરિ, નામ થયું વિખ્યાત,
મન વચન કાયે વંદીએ, ઉઠી નિત્ય પ્રભાત. ૮ ૩
વીસ કોડીશું પાંડવા, મોક્ષ ગયા ઈણે ઠામ,
એમ અનંત મુક્તે ગયા, સિદ્ધક્ષેત્ર તીણે નામ. ૯ ૩
અડસઠ તીરથ ન્હાવતાં, અંગ રંગ ઘડી એક,
તુંબી જળ સ્નાને કરી, જાગ્યો ચિત્ત વિવેક. ૧૦
ચંદ્રશેખર રાજા પ્રમુખ, કર્મ કઠિન મળ ધામ,
અચલપદે વિમલા થયા, તેણે વિમલાચલ નામ. ૧૧ ૪

પર્વતમાં સુરગિરિ વડો, જિન અભિષેક કરાય,
સિધ્ધ હુવા સ્નાતક પદે, સુરગિરિ નામ ધરાય. ૧૨

અથવા ચૌદે ક્ષેત્રમાં, એ સમો તીરથ ન એક,
તિણે સુરગિરિ નામે નમું, જિહાં સુરવાસ અનેક. ૧૩ ૫

એંશી યોજન પૃથુલ છે, ઉંચ પણે છવ્વીશ,
મહિમા એ મોટા ગિરિ, મહાગિરિ નામ નમીશ. ૧૪ ૬

ગણધર ગુણવંતા મુનિ, વિશ્વ માંહે વંદનિક,
જેહવો તેહવો સંયમી, વિમલાચલ પૂજનિક. ૧૫

વિપ્ર લોક વિષધર સમા, દુઃખિયા ભૂતળમાન,
દ્રવ્ય લિંગ કણ ક્ષેત્ર સમ, મુનિવર છીપ સમાન ૧૬

શ્રાવક મેઘ સમા કહ્યા, કરતા પુણ્યનું કામ,
પુણ્યની રાશી વધે ઘણી, તિણે પુણ્યરાશી નામ. ૧૭ ૭

સંયમધર મુનિવર ઘણા, તપ તપતા એકધ્યાન,
કર્મ વિયોગે પામીયા, કેવલ લક્ષ્મી નિધાન ૧૮

લાખ એકાણું શિવ વર્યા, નારદ શું અણગાર,
નામ નમો તિણે આઠમું, શ્રીપદગિરિ નિરધાર. ૧૯ ૮

શ્રી સિમંધર સ્વામીએ, ગિરિમહિમા વિલાસ,
ઈંદ્રની આગે વર્ણવ્યો, તિણે એ ઈંદ્રપ્રકાશ. ૨૦ ૯

દશકોટી અણુવ્રતધરા, ભક્તે જમાડે સાર
જૈન તીર્થયાત્રા કરે, લાભ તણો નહિ પાર ૨૧

તેહ થકી સિધ્ધાચળે, એક મુનિને દાન
દેતાં લાભ ઘણા હવે, મહાતીરથ અભિધાન ૨૨ ૧૦

પ્રાયેઃ એ ગિરિ શાશ્વતો, રહેશે કાળ અનંત,
શત્રુંજય મહાતમ સુણી, નમો શાશ્વતગિરિ સંત ૨૩ ૧૧

ગૌ નારી બાળક મુનિ, ચઉ હત્યા કરનાર,
યાત્રા કરતાં કાર્તિકી, ન રહે પાપ લગાર. ૨૪

જે પરદારા લંપટી, ચોરીનો કરનાર,
દેવદ્રવ્ય ગુરૂદ્રવ્યના, જે વળી ચોરણહાર. ૨૫
ચૈત્રી કાર્તિક પૂનમે, કરે યાત્રા ઇણે ઠામ,
તપ તપતાં પાતિક ગળે, તેણે દ્રઢશક્તિ નામ. ૨૬ ૧૨

ભવ ભય પામી નીકળ્યા, થાવચ્ચા સુત જેહ,
સહસ મુનિશું શિવવર્યા, મુક્તિ નિલયગિરિ તેહ ૨૭ ૧૩

ચંદા સૂરજ બેઉ જણા, ઉભા ઇણે ગિરિ શૃંગ,
વધાવીયો વર્ણન કરી, પુષ્પદંતગિરિ રંગ. ૨૮ ૧૪

કર્મ કઠણ ભવજલ તજી, ઇહાં પામ્યા શિવસદ્મ,
પ્રાણી પદ્મ નિરંજની, વંદો ગિરિ મહાપદ્મ ૨૯ ૧૫

શિવવહુ વિવાહ ઉત્સવે, મંડપ રચીયો સાર,
મુનિવર વર બેઠક ભણી, પૃથ્વી પીઠ મનોહાર. ૩૦ ૧૬

શ્રી સુભદ્રગિરિ નમો, ભદ્ર તે મંગળ રૂપ,
જલતરૂ રજ ગિરિવર તણી, શિશ ચઢાવે ભૂપ. ૩૧ ૧૭

વિદ્યાધર સુર અપચ્છરા, નદી શેત્રુંજી વિલાસ,
કરતા હરતા પાપને, ભજીયે ભવી કૈલાસ. ૩૨ ૧૮

બીજા નિરવાણી પ્રભુ, ગઈ ચોવીશ મોઝાર,
તસ ગણધર મુનિમાં વડા, નામે કદંબ અણગાર ૩૩
પ્રભુ વચને અણસણ કરી, મુક્તિપુરીમાં વાસ,
નામે કદંબગિરિ નમો, તો હોય લીલ વિલાસ ૩૪ ૧૯

પાતાળે જસ મૂળ છે, ઉજ્જવળગિરિનું સાર,
ત્રિકરણ યોગે વંદતાં, અલ્પ હોય સંસાર ૩૫ ૨૦

તન મન ધન સુત વલ્લભા, સ્વર્ગાદિક સુખ ભોગ,
જે વંછે તે સંપજે, શીવરમણી સંયોગ ૩૬

વિમલાચલ પરમેષ્ઠિનું, ધ્યાન ધરે ખટ માસ,
તેજ અપુરવ વિસ્તરે, પૂરે સઘળી આશ. ૩૭

ત્રીજે ભવ સિધ્ધિ લહે; એ પણ પ્રાયિક વાચ
ઉત્કૃષ્ટ પારણામથી. અંતર મુહૂરત સાચ ૩૮

સર્વ કામદાયક નમો, નામ કરી ઓળખાણ
શ્રી શુભ વીરવિજય પ્રભુ, નમતા ક્રોડ કલ્યાણ ૩૯ ૨૧

●

# પ્રભુ આગળ કરવાની વિધિ

પ્રભુનાં દરબારમાં જતાં ત્રણ વાર નીસિહી કહેવી. પછી સ્તુતિ બોલવી... આ પ્રમાણે.

## સ્તુતિ

આદિમં પૃથિવીનાથ, માદિમં નિષ્પરિગ્રહમ્
આદિમં તીર્થનાથં ચ ઋષભસ્વામિનં સ્તુમઃ ૧



ૐ પ્રતિમા મનોહારિણી દુઃખ હરી, શ્રી આદિ જિણંદની.
ભક્તોને છે સર્વદા સુખકરી, જાણે ખીલી ચાંદની,
આ પ્રતિમાના ગુણ ભાવ ધરીને, જે માણસો ગાય છે,
પામી સઘળા સુખ તે, જગતમાં મુક્તિ ભણી જાય છે.

પછી પ્રભુ આગળ ચૈત્યવંદન કરવું—

# ચૈત્યવંદનની વિધિ

પ્રથમ ત્રણ ખમાસમણ દેવાં. તે બાદ—

ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ? ઇચ્છં. (ડાબો ઢીંચણ ઉંચો કરી) "સકલકુશલવલ્લી" કહેવું. તે બાદ—

### શત્રુંજયનું ચૈત્યવંદન

શ્રી શત્રુંજય સિધ્ધક્ષેત્ર દીઠે દુર્ગતિ વારે,
ભાવ ધરીને જે ચઢે તેને ભવજલ પાર ઉતારે;
અનંત સિધ્ધનો એ ઠામ સકલ તીર્થનો રાય,
પૂર્વ નવાણું ઋષભદેવ જ્યાં ઠવિયા પ્રભુ પાય;
સૂરજકુંડ સોહામણો કવડ જક્ષ અભિરામ,
નાભિરાયા કુલમંડણો જિનવર કરૂં પ્રણામ.

પછી "જંકિંચિ" પછી "નમુથ્થુણં" પછી "જાવંતિ ચેઈઆઈ" કહી એક ખમાસમણ દેવું. પછી "જાવંત કે વિ સાહુ" કહી "નમોઽર્હંત" કહેવું. પછી પાછળ આપેલ છે તેમાંથી સ્તવન કહેવું. પછી બે હાથ મસ્તકે ધરી અર્ધા જયવીયરાય "આભવમખંડા" સુધી કહેવા. બાદ, બે હાથ નીચા ઉતારી જયવીયરાય પુરા કહેવા. પછી ઉભા થઈ અરિહંતચેઈઆણં કહી અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો પછી કાઉસ્સગ્ગ પારીને "નમોઽર્હત્" કહી નીચે પ્રમાણે એક થોય કહેવી—

### થોય

સિદ્ધાચળ મંડણ ઋષભ જિણંદ દયાળ
મરુદેવા નંદન વંદન કરૂં ત્રણ કાળ.
એ તીરથ જાણી પૂર્વ નવાણું વાર,
આદીશ્વર આવ્યા જાણી લાભ અપાર.

પછી એક ખમાસમણ દેવું.

## વિમળગિરિને વંદના (રાગ-હરિગીત)

જે અમર શત્રુંજયગિરિ છે પરમ જ્યોતિર્મય સદા,
અગણ્ય થતી જેની અવિરત મંદિરોની સંપદા;
ઉત્તુંગ જેના શિખર કરતા ગગન કેરી સ્પર્શના,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૧
જ્યાં સિદ્ધભૂમિમાં અનંતા આતમા મુક્તિ વર્યા,
જ્યાં નાથ આદીશ્વર નવાણું પૂર્વ વર્ષો વિચર્યા;
તાર્યા ભવિ ભવ સિંધુથી દઈને અનુપમ દેશના,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૨
જ્યાં ભવ્ય પ્રતિમા રૂપ અનુપમ આદીદેવની રાજતી,
યાત્રી ઘણા પૂજન કરે સૌના મનોરથ પૂરતી;
નરનારી અંતર ભાવથી નિશદિન કરે જિન અર્ચના,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૩
એ દિવ્ય ભૂમિમાં અહો નવ નવ ટુંકો વિરાજતી,
જ્યાં ધવલ શેત્રુંજી સરિતા વિમલજલથું છાજતી;
રાયણ તરુ પાવન કરે જ્યાં સુરજ કુંડ સોહામણા,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૪
જે તીર્થના ઉદ્ધાર ભાવે ભરત ચક્રીએ કર્યા,
સુરરાજ થકી સગર નૃપતિચંદ્ર ચક્રાયુદ્ધ થયા;
વળી રામ પાંડવ મંત્રી બાહડ કર્માશાની નામના,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૫
એ પુણ્યભૂમિ દેવમાનવના મિલનના સ્થાનથી,
"સુસ્વાગત" કરતી નિરંતર યાત્રીઓને એ હસી;
એ સિધ્ધ કરતી કામના જે સિદ્ધસદ્ગુણ ભાવના,
દર્શન થકી પાવન કરે તે વિમલગિરિને વંદના-૬

# શ્રી શત્રુંજય સ્તવન

શેત્રુંજા ગઢના વાસી રે, મુજરો માનજો રે,
સેવકની સુણી વાતો રે, દિલમાં ધારજો રે,
પ્રભુ મેં દીઠો તુમ દેદાર,
આજ મને ઉપજ્યો હરખ અપાર,
સાહિબાની સેવા રે, ભવ દુઃખ ભાંગશે રે—સા૦ ૧

એક અરજ અમારી, દિલમેં ધારજો રે,
ચોરાશી લાખ ફેરા રે, દુર્ગતિ નિવારજો રે,
પ્રભુ મને દુર્ગતિ પડતો રાખ,
દરિશન વ્હેલેરૂં રે દાખ—સા૦ ૨

દોલત સવાઈ રે સોરઠ દેશની રે,
બલિહારી હું જાઉં રે પ્રભુ તારા વેશની રે,
પ્રભુ તારૂં રૂંડું દીઠું રૂપ,
મોહ્યા સુરનર વૃન્દને ભૂપ—સા૦ ૩

તીરથ કો નહિ રે શત્રુંજય સારખું રે,
પ્રવચન પેખીને કીધું મેં પારખું રે,
ઋષભને જો જો હરખે જેહ,
ત્રિભુવન લીલા પામે તેહ—સા૦ ૪

ભવો ભવ માંગુ રે પ્રભુ તારી સેવના રે,
ભાવઠ ન ભાંગે રે જગમાં તે વિના રે,
પ્રભુ મારા પહોતા મનના રે કોડ,
ઈમ કહે 'ઉદયરતન' કર જોડ—સા૦ ૫

## શ્રી પુંડરીકસ્વામીનું સ્તવન

એક દિન પુંડરીક ગણધરૂ રે લાલ
પૂછે શ્રી આદિ જિણંદ સુખકારી રે
કહીએ તે ભવજલ ઉતરી રે
પામીશ પરમાણંદ ભવ વારી રે – એક. ૧

કહે જિન ઈણગિરિ પામશો રે લાલ
જ્ઞાન અને નિરવાણ જયકારી રે
તીરથ મહિમા વાધશે રે લાલ
અધિક અધિક મંડાણ નિરધારી રે – એક. ૨

ઈમ નિસુણીને ઈહાં આવીયા રે લાલ
ઘાતી. કરમ કર્યાં દૂર તમવારી રે
પંચકોડ મુનિ પરિવર્યા રે લાલ
હુઆ સિદ્ધિ હજૂર ભવપારી રે – એક. ૩

ચૈત્રી પુનમ દિન કીજીએ રે લાલ
પૂજા વિવિધ પ્રકાર દિલધારી રે
ફળ પ્રદક્ષિણા કાઉસગ્ગા રે લાલ
લોગસ્સ થૂઈ નમુક્કાર નરનારી રે – એક. ૪

દશ વીસ ત્રીસ ચાલીસ ભલાં રે
પચાસ પુષ્પની માળ અતિસારી રે
નરભવ લાહો લીજીએ રે લાલ
જેમ હોય જ્ઞાન વિશાળ મનોહારી રે – એક. ૫

## રાયણ પાદુકાનું સ્તવન

શ્રી આદીશ્વર અંતર જામી, જગત જીવન આધાર,
શાંતસુધારસ જ્ઞાને ભરીયો, સિદ્ધાચલ શણગાર,
રાયણ રૂડી રે, જીહાં પ્રભુ પાય ધરે. વિમલગિરિ વંદો રે
દેખત દુઃખ હરે પુણ્યવંતા પ્રાણીરે પ્રભુજીની સેવા કરે. ૧

ગુણ અનંતા ગિરિવર કેરા સિધ્યા સાધુ અનંત,
વળી રે સિધ્ધશે વાર અનંતી ઈમ ભાખે ભગવંત,
ભવો ભવ કેરા રે પાતિક દૂર કરે – વિમલ૦ ૨

વાવડીયું રસકુંપા કેરી મણિ માણેકની ખાણ,
રત્નખાણ બહુ રાજે એ તીરથ એવી શ્રી જિનવાણ,
સ્નેહી સુખના રે બંધન દૂર કરે – વિમલ૦ ૩

પાંચ કોડીશું પુંડરીક સિધ્યા ત્રણ કોડીશું રામ,
વીસ કોડીશું પાંડવ મુક્તિ સિદ્ધક્ષેત્ર સિદ્ધઠામ,
મુનિવર મોટા રે અનંતા મુક્તિ વરે – વિમલ૦ ૪

એસો તીરથ ઓર ન જગમેં ભાખે શ્રી જિનભાણ,
દુર્ગતિ કાપે ને પાર ઉતારે વ્હાલો આપે કેવલનાણ,
ભવિજન ભાવે રે જે એહનું ધ્યાન ધરે – વિમલ૦ ૫

દ્રવ્ય ભાવ શું પૂજા કરતાં પૂજો શ્રી જિન પાય,
ચિદાનંદ શુધ્ધ આતમ વેદી જ્યોતિ સે જ્યોત મિલાય,
કીરતી એહની રે 'માણેકમુનિ' કરે – વિમલ૦ ૬

[ સંપૂર્ણ ]